# ચતુર સુંદર

## સ્ત્રીવિલાસ.

### મનહર રસીક ગરબાવળી,

એકથી બાર ભાગ.

ઘણા સુધારા તથા વધારા સાથે.

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કર્તા

**મંગળદાસ બેધતારામ શાહ, બુકસેલર.**

ઠે૦ રીચી રોડ—અમદાવાદ.

આવૃત્તિ ૪ થી. પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૭૮. સને ૧૯૨૨.



શ્રી જૈન વિદ્યા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. વાડીલાલ નાથાલાલે છાપ્યું. રીચીરોડના પુલ નીચે—અમદાવાદ.

કીંમત રૂ. ૦—૧૨—૦.

# ચતુર સુંદર

## સ્ત્રી વિલાસ.

### મનહર રસીક ગરબાવળી.

એકથી બાર ભાગ.



ઘણા સુધારા તથા વધારા સાથે.

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કર્તા

શાહ. મંગળદાસ જેઠતારામ બુકસેલર
રીચી રોડ—અમદાવાદ.

આવૃત્તિ [illegible] ૭. પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૭૯ સને ૧૯૨૩



શ્રી જૈન વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. વાડીલાલ
નાથાભાઈએ છાપી. રીચી રોડ—અમદાવાદ.

કીમત ૦–૧૨–૦.

# જાહેર ખબર.

ભક્તશીરોમણી ભજનોનો સંગ્રહ કી. ૦– ૮–૦

સત્યવાન સાવીત્રી અને જસમા ઓડણ. કી. ૦– ૫–૦

ચતુર સુંદર (બાર ભાગ)— રસીક ગરબીઓથી ભરપુર. કી. ૦–૧૨–૦

હોથલ પદમણી–પતિવૃતા સ્ત્રીઓ માટે ખાસ વાંચવાલાયક પુસ્તક કી. ૦–૧૨–૦

છેલ જગાર અને સતી સુમના કી. ૦–૧૨–૦

પારસમણી ભજન સંગ્રહ. કી. ૦– ૮–૦

આ સિવાય અમારી પાસેથી તમામ જાતનાં પુસ્તકો વારતાઓનાં–નાટકોનાં–ભજનોનાં તેમજ નિશાળમાં ચાલતાં પુસ્તકો સામટાં તથા છુટક મળશે.

તમામ જાતનાં પુસ્તકો છપાવનાર
તેમ કીફાયત ભાવે વેચનાર

**બુકસેલર મંગળદાસ જોઇતારામ.**

રીચીરોડ – અમદાવાદ.

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.



## ભાગ ૨ જો.

## ભાગ ૩ જો.

## ભાગ ૪ થો.



## ભાગ ૫ મો.



## ભાગ ૬ ઠો



## ભાગ ૭ મો.

## ભાગ ૮ મો.



## ભાગ ૯ મો.

## ભાગ ૧૦ મો.

### લગ્નમાં ગાવાનાં ગીતો.

—❧—

## ભાગ ૧૧ મો.

## ભાગ ૧૨ મો.



સમાપ્ત.



# ચતુર સુંદર સ્ત્રી વિલાસ

## રસિક ગરબા સંગ્રહ.

### ભાગ ૧ લો.

શ્રી ગણેશાય નમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ

શ્રી નાથજી સત્ય છે.

### (૧) શ્રી નાથજીના મહિના.

કારતક માસેરે કહાનજી, મુકી ચાલ્યા પરદેશ;
હું છું નારીરે નાનડી જોબન બાળેરે વેશ.
ગોકુળ આવો શ્રી નાથજી. ગો૦ ૧
માગશર માસેરે માવજી, વશીયા સામીરે તેડ;
પિંજર લાગ્યાં ઝુરવા, આંખે આંસુડાની રેલ ગો૦ ૨
પોષ માસેરે દેહડી. તોય સ્નેહ ન વિસરાય.
આડો હીમાળો ઉલટ્યો, તેથી કંપેરે કાય. ગો૦ ૩
માહા માસેરે સેજડી, બીજી વેરણ રાત;
ચેહજી માસેરે ઘેર નહિ, કેમ જાય દિવસ મહારાજ ગો૦ ૪
ફાગણ ફુલ્યોરે ફુલડે, ફુલ્યાં કેસર કેરાં ઝાડ;
તેનાં છાંટાવું છાંટણાં, ઉડે અબીલગુલાલ. ગો૦ ૫

ચૈતર ચંપોરે મોરીઓ, મોરી અરાડે ભાર;
માલણ લાવેરે મોગરા, કાચી કળીયોનો હાર. ગો૦ ૬
વઇશાખેરે વન વેડીયાં, વેડી આંબલીયાની સાખ;
રસ ઘોળાવુંરે વાટકી, જમીએ કાન્હી સંગાથ. ગો૦ ૭
જેઠે જાણ્યુંરે આવશે, ના આવ્યા શ્યામશરીર;
બપૈયારે પીઉપીઉ કરે, મારે હૈયે નવ રહે ધીર ગો૦ ૮
અષાડેરે ઘન ઉલટયો, સાથે ચડયોરે ઘનઘોર;
વીજલડીરે ચમકા કરે, બોલે મધુરા શા મોર. ગો૦ ૯
શ્રાવણ વરસ્યોરે સરવડે, નદીએ નીર અપાર;
કોયલડીરે ટહુકા કરે, બેસી આંબલીયાની ડાળ ગો૦ ૧૦
ભાદરવો ભલે ગાજીયો, વરસે મુશળધાર;
પિયુજી મારા મધુપુરમાં સાસે સોકલડી અપાર. ગો૦ ૧૧
આસો માસે દીવાલડી, આવ્યા શામ શરીર
આળ ભરરે સગ મોતીડે, વધાવું સુભદ્રાના વીર ગો૦ ૧૨
બારે માસ પુરા થયા કહે છે કવિ કરજોડ, ·
ગાય તેનારે પુરજો, કોડ શ્રી રણછોડ ગો૦ ૧૩

## (૨) જીવણ પ્રાણના મહિના

રથ આવ્યા અક્રુરના, નંદ દરબાર;
આનંદ ભરે છે સુંદરી વળી જુએ છે વાટ
રથ જોડીને રાઘવ ચાલ્યારે, મથુરાંના તે મારગ ઝાલ્યારે
વ્હાલો ડોકવાળી જુએરે, નેણું ભરીને રાધીકા રૂએરે;
મારા બાળા તે પણના બેલીરે, શું જાઓ છો મારા મેલી?
જીવન પ્રાણ છો આતમારામ છો.

કારતક મહીને કંથ સિધાવ્યા, રહી ન શકે નારી;
અંતરજામી નથી અજાણ્યા, હંસ ઉડ્યા રહી હારી;
મેં તો શંભુજીની સેવા ન કીધીરે, મેલી થાપણ એળગી લીધીરે
જીવન પ્રાણ છો આત્મારામ છો. ૧
માગશર મહીને મેલી ગયા, જઇ બેઠા જગદીશ;
કોઇ સંદેશો લાવે શ્યામનો તેને ચરણ નમાવું શીશ.
તેને ચરણે નમાવું શીશરે, કોઇ દેખાડો જગદીશરે,
હું બનાવું રસોઇ બત્રીશરે, જીવણ પ્રાણ છો આત્મારામ છો. ૨
પોષ મહીનાની પ્રીતડી, જોબનની જંજાળ.
જમણ હતાં તે જમી ગયા, ઠાલા મેલ્યા થાળ.
હરીએ ઠાલા મેલ્યા થાળરે, એવી જોબન તણી જંજાળરે;
બાઇઓ સુખે ભજો શ્રી ગોપાળરે, જીવન પ્રાણ છો, આત્મારામ. ૩
મહા મહીનાની ટાઢડી અતિ રાતે અંધાર,
આચનલોચન તજી ગયા, હરીને માથે અખાતું પવ
મહા વિરહની તે વેદના થાયરે, હુંથી એકલી ન રહેવાયરે
મારી થર થર કંપે કાયરે, જીવનપ્રાણ છો આત્મારામ છો. ૪
ફાગણ ફુલ્યો ફુલડે, રમતા રાધારાય;
આ શું ભુલી સુંદરી, હરી તજી ગયા જમણી બાંયરે
વહાલે સોળસે ગોપીઓ માંયરે, કાનુડને કાંઇ ન કહેવાયરે;
વહાલો મુકી ગયા વનમાંયરે, જીવન પ્રાણ છો આત્મારામ છો. ૫
ચૈતર ચંપો મોરીયો, પિંપળ આવ્યાં પાન;
નાગો નાગર નાસીઓ, મને તેનું લાગ્યું છે તાનરે,
મને તેનું લાગ્યું છે તાનરે, મને હરી ભજ્યાની હામરે:
કોઇ દેખાડો એ શામરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો. ૬

વઈશાખે વાયા વાવલા, મુખથી ઉડયું નુર;
તાપ તપે તનકુ તપે, હરી મેલી ગયા છે દુર રે.
એવો આવ્યો છે માથે ઉનાળોરે, એવો કપટી કાનુડો કાળોરે;
મને મુકી ગયો મોરલી વાળોરે, જીવન પ્રાણુ છો. આત્મા. ૭
જેઠે જાણ્યું આવશે, વેમે વીઠ્ઠલરાય;
ચંદન ઘેળુ વાડકે, વિંજણે ઢોળુ વાય;
હરીને વિંજણે ઢોળુ વાયરે, મારી ઘડી પલક જુગ જાયરે;
મારા કાળજામાં કંઇ કાંઇ થાયરે, જીવન પ્રાણુ છો આત્મા. ૮
અષાડ ચમકે વીજળી, ઘન ગરજે ઘનઘોર
આંસુડે ભીજાય મારી ચુંદડી, મીઠડા બોલે મોર;
એના મીઠડા બોલે મોરરે, કરે ઝપઝયાં કલોલરે;
મારૂં જાગે જોબનનું જોરરે, જીવન પ્રાણુછો આત્મા; ૯
શ્રાવણ વરસે સરરડે નહાવું નિરમળ નીર;
પહેરવાં પીતાંબર પોતીયાં, ઓઢણુ આછાં ચીર;
હરી ઓઢણુ આછાં ચીરરે, આપણુ નાહતાં જમના તીરરે;
એવી રીતે ઠરયાં શરીરરે, જીવન પ્રાણુ છો આત્મારામ છો ૧૦
ભાદરવો ભલો ગાજીયે, પણ ના આવ્યા બળવીર;
ચીર હતાં તે હરી ગયાં, મારૂં શાને ઢંકુ શરીરરે;
મ્હારી પહોંચે નજર ન નાંખીરે, વ્હાલે ભરવાડની ગત રાખીરે,
શામળીએ ન જોયું આંખીરે, જીવણ પ્રાણુ છો આત્મારામ. ૧૧
આસો માસ ભલો આવીયો, સૌની પુરી આશ;
તોરણુ બાંધ્યાં ટોડલે, એમ ગાય હરિજન દાસરે
ઘેરઘેર મંગળ થાયરે, ત્યાં વેધવેધકાર થાયરે;
એના વખતાનાં સંકટ જાયરે, જીવન પ્રાણુ છો, આત્મારામ છો. ૧૨

## રસીઆજીના મહીના.

### ગરબી

શ્રી ગુરૂદેવ વલ્લભને ચરણે લાગુરે રસીયાજી,
તેર માસ હરિ ગુણ ગાવા મન લાગુ હો રંગ રસીયાજી. ૧
કારતક માસે કેમ ગયા છો મુકીરે રસીયાજી;
પ્રાણજીવન પ્રભુ આ વાતો હું ચુકી હો રંગ રસીયાજી. ૨
ચુકી તોપણ દાસી દોષ સમારોરે રસીયાજી;
મારા સમજો મનમાં કાંઈ લાવો હો રંગ રસીયાજી. ૩
અબળા જન અમો અવગુણ કેરી ખ્યાણુરે રસીયાજી;
તોપણ નાથ નિભાવો ઝાલો પ્રાણ હો રંગ રસીયાજી, ૪
જેવી તેવી કિંકરી કહાનું તમારીરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમ લ્યો શુધ મારી હો રંગ રસીયાજી, ૫
માગશર માસે મળવા મન અકળાયરે રસીયાજી;
પ્રીત તણી પીડા કંઇએ ન કહેવાય હો રંગ રસીયાજી. ૬
બીડયું સીડયું પણ અંતર ભડકે લાગેરે રસીયાજી;
કાળજુ છેદી કંદ્રપના શર વાગે હો રંગ રસીયાજી. ૭
વિરહ વિકળ થઇ કળ ન પડે નિશ દીનરે રસીયાજી;
તાલાવેલી લાગી માહારે તન હો રંગ રસીયાજી. ૮
દુખ દાવાનળ પ્રગટયો કેમ સહેવાયરે રસીયાજી;
ધીરજ રાખુ પણ કહાં લગી રહેવાય હો રંગ રસીયાજી. ૯
નીશે પ્રાણ જશે તલપી હવે મારોરે રસીયાજી,
દાસ દયાના પ્રિતમ પ્રાણ પધારો હો રંગ રસીયાજી. ૧૦
પોસ માસે રોષ રૂદેથી મુકયારે રસીયાજી;
અબળાના આધાર અવસર ચુકયા હો રંગ રસીઆજી. ૧૧

धणुं शुं कईए समजी लेजोरे रसीयाजी;
विजोग पामे अवर दंड कांइ देजो हो रंग रसीयाजी. १२
सी दुःख नहि पति जो शस्त्रे मारेरे रसीयाजी;
तेथी कष्ट धणुं ते मन उतारे हो रंग रसीयाजी. १३
एक अदकु हवे ते शुं कहीएरे रसीयाजी;
चतुर शिरोमणी चतुरानुं दुःख लईए हो रंग रसीयाजी. १४
आ जोबनमां आपी सुखने माणोरे रसीयाजी;
दास दयाना प्रितमजी तक जाणो हो रंग रसीयाजी. १५
माहा मासे तो मारा सम घेर आवोरे रसीयाजी;
आ रतमां दंपती ले सुख ल्हावो हो रंग रसीयाजी. १६
प्रथम अमो एमां कांइए नव लहेतारे रसीयाजी
शीखवी समजावी शुं महेल्यां वहेतां हो रंग रसीयाजी. १७
व्हाला थइने व्हेर शुं वाळ्युं आवुंरे रसीयाजी;
आवडुं शीद कर्युं ज्यारे नो'तुं जावुं हो रंग रसीयाजी. १८
प्रेम पथमां कांटो कपटी न सारोरे रसीयाजी;
आवडुं शीद कर्युं ज्यारे नो'तुं जावुं हो रंग रसीयाजी. १९
वीरह वनहीमां धीकुं छुं नीस दहाडोरे रसीयाजी;
दास दयाना प्रितमजी मुने कहाडो हो रंग रसीयाजी. २०
फागण केसु फुल्यां हुं करमाणीरे रसीयाजी;
आ वनमाळी पिउ सिंच्युं न पुरे पाणी हो रंग रसीयाजी. २१
वसंत ऋतु तो सहुने वाहली लागेरे रसीयाजी.
तम पाखे मने आसु रुदेमां वागे हो रंग रसीयाजी. २२
अबील गुलालने केसरना रंग घोळीरे रसीयाजी;
विलास सुख नव लीधुं मुज उर होळी हो रंग रसीयाजी. २३

સુખની રૂતુ શોકયની સંગે સોહીએરે રસીયાજી;
ધુસ સકડે રોવું તો હમારે જોઇએ, હો રંગ રસીયાજી. ૨૪
પ્રથમ થકી પ્રભુ શે નવ નાખ્યાં મારીરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમ આ ગતી ધારી હો રંગરસીયાજી. ૨૫
ચઇત્ર ચંદ્ર કીરણ સહુને સુખકારીરે રસીયાજી;
ઓકલડીને લાગે નેહ કટારી હો રંગ રસીયાજી. ૨૬
સુખકારી હતા તે સહુ દુખ દેછેરે રસીયાજી,
જોઇ જોઇ સંભારી સુખ આંસુ વહે છે હો રંગ રસીયાજી. ૨૭
કહે કોઇ શું કરમ તણો એ દોષરે રસીયાજી;
સો, દરપણ પણ ન આણો રોષ હોય હો રંગરસીયાજી. ૨૮
આ દહાડા કયાં મુકયા હતા સંતાડીરે રસીયાજી.
જોબન અવસર આવો આપ્યો કહાડી હો રંગરસીયાજી. ૨૯
તમો કહેતા ને અમો માનતાં સાચુરે રસીયાજી;
દાસ દયાના પ્રીતમ કીધું કાચું હો રંગરસીયાજી. ૩૦
વધશાખે વ્રજ સુનું સઘળું દીસેરે રસીયાજી;
જન ઝાઝા પણ કોને મન જઇ હીસે હો રંગ રસીયાજી. ૩૧
સરવે સરોવર સુકા ચાતક લેખેરે રસીયાજી;
ચંદ્ર વિના જેમ ચકોર ઉજ્જડ દેખે હો રંગ રસીયાજી, ૩૨
વીત્યું હોય તે એ સાચુ પરમાણેરે રસીયાજી;
પીડ પ્રસુતાની શું વંઝા જાણે હો રંગ રસીયાજી. ૩૩
વીરહ વેદના બણી કઠણ બહુ દુખથીરે રસીયાજી;
વેઠે તે જાણે ન કહેવાય મુખથી હો રંગ રસીયાજી. ૩૪
સ્નેહ તણો ઘા મલમ થકી ન રૂઝાયરે રસીયાજી
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો રંગ રસીયાજી. ૩૫

જેઠ માસે તો સહુ સરોવર સુકા રહે છે રે રસીયાજી;
મુજ લોચન ધારા નવ સુકી વહે છે હો રંગ રસીયાજી. ૩૬
ગ્રીશ્મરૂતુને તાપે તન અકળાયરે રસીયાજી;
પવન ફુવારાથી તે સદા સમાય હો રંગ રસીયાજી. ૩૭
ગ્રીશ્મતાને દીપ વાયુથી વાધેરે રસીયાજી;
વિરહ વન્હી આ પવને વૃદ્ધિ પામે હો રંગ રસીયાજી. ૩૮
પય ઉભરાયું તે છાંટે નીર સમાયરે રશીયાજી;
તાતુ તેલ મળે જળ ભડકો થાય હો રંગ રસીયાજી;
એમ પાવકની પીડ સહુ દુખથી અળગીરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમથી તમથી વળગી હો રંગ રસીયાજી. ૪૦
અશાડ માસે અતી ઉંડું દુખ સાલેરે રસીયાજી;
પંખીડાં પણ મળીને માળો ઘાલે હો રંગ રસીયાજી. ૪૧
કોને કહીએ ને કહે અંખ્યાં થઇએરે રસીયાજી:
અંતર આગે ઢાંકયા ધીકી મરીએ હો રંગ રસીયાજી. ૪૨
કીડા કાષ્ટ જયમ ખોખું કરે ખાઇ ખાધુરે રસીયાજી;
તેમ વીરહ કીડે કાળજું કરડી ખાધું હો રંગ રસીયાજી. ૪૩
ઉપરથી તન સારૂં સહુ કોઇ દેખેરે રસીયાજી;
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખે હો રંગ રસીયાજી. ૪૪
જે જાણે તે મુરખ કહે એ વાતરે રસીયાજી;
દાસ દયાના પ્રીતમ દુખ બહુ ભાત હો રંગ રસીયાજી. ૪૫
શ્રાવણ માસ સરવડે વરશ્યો મેહરે રસીયાજી.
પાવસરૂતુ શોભા થઇ વૃંદાવન હો રંગ રસીયાજી. ૪૬
વૃક્ષે વળગી વેલડી શું નવ છોડીરે હો રંગ રસીયાજી;
દઇવે મારી બેલ તો નાંખી તોડીરે હો રંગ રસીયાજી. ૪૭

એક દીવસ આપણુ ત્યાં વાતે વળગ્યાંરે રસિયાજી;
ઘન વરસ્યો ભીંજ્યાં પણુ ન થયાં અળગાં હો રંગ રસીયાજી ૪૮
મેં પણુ સીત સહેવાઇ નહી ઘણું કંપીરે રસીયાજી;
ત્યારે તમે મુજને લઇ હડીયાશું ચાંપી હો રંગ રસીયાજી. ૪૯
સંભારી તે સુખ કાળજડું ફાટેરે રસીયાજી;
દાસ દયાના પ્રીતમ વિસારી શા માટે હો રંગ રસીયાજી. ૫૦
પુરૂષોત્તમ માસે આશા તમારીરે રસીયાજી;
પુરવ પુન્યે થશે જુઓ મન વિચારી હો રંગ રસીયાજી. ૫૧
આતુર જન સંતોષો કરી સનમાનરે રસીયાજી;
અધરામૃત પાઇ આપો જીવનદાન હો રંગરસીયાજી. ૫૨
આ એક માસ તો પુન્યદાનનો દહાડોરે રસીયાજી;
પ્રભુ પધારતાં શેવા કરૂ કર ટાહાડો હો રંગ રસીયાજી. ૫૩
અવર દેવ શેવ્યાની શ્રદ્ધા છે નહીરે રસીયાજી;
પુરૂષોત્તમ પરણીને અવર ઘટે નહી હો રંગ રસીયાજી. ૫૪
પ્રાણ જશે તોયે તમ વિના નહી ભજીયેરે રસીયાજી;
દાસ દયાના સ્વામી એમ સમજીએ હો રંગ રસીયાજી. ૫૫
ભાદરવે ભ્રઽ વરસે ચપળા ચમકેરે રસીયાજી;
એક સમે હું આવી પાયલ ઝમકે હો રંગ રસીયાજી. ૫૬
હું ભીની સુધી ઘન વરસ્યો આકાશેરે રસિયાજી;
પીતાંબર હોરાડી લીધી પાસે હો રંગ રસિયાજી. ૫૭
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતુંરે રસિયાજી;
વિઠલ પણુ કાંઇ કહું ૪ં નથી રહેવાતું હો રંગ રસીયાજી. ૫૮
પાલવ પાથરી કાલાવાલા કરીનેરે રસિયાજી;
પગે લાગી કહું છું ફરી ફરીને હો રંગ રસિયાજી.

વિરહ દુઃખ નથી સેહેવાતું હવે આવોરે રસીયાજી;
દાસ દયાના પ્રીતમ શું તલસાવો હો રંગ રસીયાજી. ૧૦
આશ્વિન આવ્યો સઘ મારા સુખકારીરે રસીયાજી;
વામ આંખલડી ફરકે છે કાંઇ મ્હારી હો રંગ રસીયાજી. ૧૧
રાસ રમણુની રૂતુ આવી તમો જાણોરે રસીયાજી;
બિહારી લીલાનાં સુખ માણો હો રંગ રસીયાજી. ૧૨
શરદ પુનમની નીશે પુરણુ શશી પ્રગટયોરે રસીયાજી;
તમથી રમતાં સુખ દુઃખ મહારા મટશે હો રંગ રસીયાજી. ૧૩
કરૂણાનિધી છો માટે કરૂણા કરશોરે રસીયાજી;
વહાલાંની વીનતી રૂદેમાં ધરશો હો રંગ રસીયાજી. ૧૪
આનંદ ઉપન્યો ઉરમાં વાલમ રસીયાજી;
દયાના પિતમજી મને મળીયા હો રંગ રસીયાજી. ૧૫

---

## (૪) ગોપીઓની સ્તુતીના મહીના.

(કારતકે કાજલને તજીયું એ રાગ.)

કારતકે કોટી કલ્પના કરીએ, ગોકુળીઆમાં ઘેલાં થઇ ફરીએ;
સુખી દુઃખ સર્વે સહી રહીએ, ઓધવ મારી સ્તુતી કહેજો;
દુઃખરે મારૂ દીલ મધે લેજો. ઓધવ૦ ૧
માગશરે મેણાં લીધાં માથે, જીવણુજીએ વચન આપ્યાં હાથે,
કે રજની રમીશું તમારી સાથે, ઓધવ મારી સ્તુતી કહેજો. ૨
પોસે તો ધીરજ કેમ ધરીએ, કહોતો વાલા વિખડાં પી મરીયે;
જીવણુ વિના જીવીને શું કરીએ, ઓધવ મારી સ્તુતિ કહેજો. ૩
માહે તો મીત્રી તોડી મારી, વાલે મારે કુબજા કરી નારી;
આશું કીધું મોહન મોરારી, ઓધવ૦ ૪

ફાગણ ફીકર કરૂં મનમાં; દીવસ રાતમચિંતા મનમાં;
વીખુટી જેમ હરણી ફરે વનમાં. ઓધવ મારી૦ ૫
ચઇતરે ચીત કરે ચાળા, મૂકી ચાલ્યા મોરલીવાળા;
દરશન તમે દોની નંદલાલા. ઓધવ મારી૦ ૬
વઇશાખે વનમાં કોયલ બોલે, તેથી મારાં ત્રણુ જોબન ડોલે;
જોબન મારૂં જાય છે જકજોલે. ઓધવ મારી૦ ૭
જેઠે તો જળ ભરીઆં નેણે અંજન મારા હરીવરને કહેણે;
ખટકે વાલા નાથ તણે મેણે. ઓધવ મારી૦ ૮
આશાડે તો ઇંદ્રધારે વરસે, પીઉ વીના મન મારૂં તલસે;
મોહનવર મેહેર હવે કરશે. ઓધવ મારી૦ ૯
શ્રાવણ સાંભળ સાહેલી, નમેરા તો નાથ ગયા મેલી;
ગોકુળીયામાં થઇને ફરૂં ઘેલી. ઓધવ મારી૦ ૧૦
ભાદરવે ભૂધર ભેટો હમને, જાણુ હવે શું કહીએ તમને;
વાયદો કરી વાલા અમને. ઓધવ મારી૦ ૧૧
આસો માસે આવી દીવાળી, ઘેરરે આવ્યા મોહન મોરારી;
હળીમળી સઉ સખી દયો તાળી. ઓધવ મારી૦ ૧૨
બારેરે માસે રાગે તો કરીયા, દાસ રણછોડના સ્વામી મળીયા;
તેથી મારાં જન્મ મરણ ટળીયા, ઓધવ મારી૦ ૧૩

—✻—

## (૫) પતીને પરદેશ ન જવા દેવા વિષેના મહીના.

( ઓધવજી સદેશો કહેજો શામને એ રાગ. )

કારતક મહીને અબળા કેહે છે કંથને,
હવે શિયાળો આવ્યો સ્વામી નાથજો;
હીમાળુ વા વાયોરે હલકી ટાઢમાં
શું શોધો પરદેશ જવાનો સાથજો,

એ મહીને નવ જાઇએ પીઉ પરદેશમાં. ૧
માગશર મહીને હોંશ ઘણી મન આણરે,
રસીયા સંગ રમ્યાની મોજમ રાતજો;
ઘુંઘટડો કાઢીરે ઘર આગળ ફરૂં,
પીયુ મેલો પરદેશ જવાની વાતજો;
એ મહીને નવ જઇએ પરદેશમાં. ૨
પોસે જે અબળાને પીઉડે પરહરી,
તે નારીનાં પુરણ મળીયાં પાપ જો;
સાસરીએ રહીને તે શાં સુખ ભોગવે,
પીયરમાં નવ ગોઠે માને બાપજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં ૩
માહા મહીને નવ કરીએ નાથ મુસાફરી,
ઘણી સાટે જઈ લાવો ખોરી જારજો;
ન્હેંચીને જમશુંરે મારા વાલમા,
જરૂર નહી જાવા દેઉ ઘરથી બહારજો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૪
ફાગ રમે ફાગણમાં નરને નારીયો,
ઘેર ઘેર નૌતમ કૌતક નવલાં થાય જો;
જે નારીનો નાવલીઓ નાશી ગયો,
કહો તેણે કેમ નજરે જોયું જાયજો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૫
ચઇતરમાં ચતુરને પંથ ન ચાલવું,
જે ઘેર નારી સારી ચતુર સુજાણજો;
વાહાલપણે વચને પીઉને વશ કરે,

નીરધાર્યું તે પડયું રહે પરીમાણજો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૬
વાવલીયા વાયા તે પીયુ વઇશાખના,
રજ ઉડેને મારૂં માણેક મેલુ થાય જો;
નથનીનું મોતીરે હીરો હારનો,
કહો પરહાથે તે ક્યમ ધીર્યા જાયજો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૭
જેઠે તો પરદેશ જાવું દોહલુ,
ધુમ ધીખેને લાય જેવી લુ વાય જો;
કોમળ છે કાયારે મારા કંથની,
વણ શીચ્યાં જેમ ફુલડીયાં કરમાયજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૮
અંબર ઘન છાયોરે માસ અષાડમાં,
મોર બોલેને મેહ વરસે મુશળ ધારજો;
દચરોને દાદરરે મચી છે મેદની,
પંખી માળા ઘાલે ઠારો ઠારજો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૯
શ્રાવણમાં શીવ પુજને મુખથી માગીએ,
વા'લાનો નવ થાજો કદી વિજોગ જો;
ઉમીઆના સ્વામીજી આપે એટલું,
સાસુના જાયાનો નીત્ય સંજોગજો.
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૦
ભાદરવો ભરજોબનનો ફરી નહી મળે,
વહી જાશે જેમ નદીઓ કેરાં નીરજો;
એવારે દીવસ એળે નવ કહાડીએ,

વાત વિચારી જુઓ નણંદના વીરજો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૧
આસોના દીવસ તો અતિ રળીઆમણા,
ખાવું પીવું કરવા નવલા ખેલજો;
એમાં બેસી જમીએ રમીએ સોગટે,
છાતીમાં ભીડીને રાખું છેલજો.
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૨
માસ અધીકમાં અધીકપણે શું કીજીએ,
રહો જોડીને નેણુ સંગાથે નેણજો,
જેમ ન આખો થાયે કાચ બીલોરનો,
દાસ દયાના પ્રિતમ જાણે પ્રવિણજો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૩

## ભરથજીના મહીના ચાલ લાવણી (૬)

અંતર પીછલે પોર રામનોમિકો જન્મ લીયા,
અવધવેરી સુખધામ સખી મિલ મંગળ ચાર કીયા,
અબર જબ દશરથ પાઇરે,
દેતદાન ગજરાજ ગેદીન થોડેકી બીઆઇ;
સભા સબ કુલનસે છાઇ,
કરમ લેખના મીટે કરો કોઇ લાખ ન ચતુરાઇ;
રામ ચલે બનબાસ રોવત કઉશલ્યા માઇ, ટેક. માસ ૧
લમતકી વહેશાખ કેકઇ બાવર કરદારી,
ધીક જીરણ ધિક્કાર ભયા જદ તુમસ મા તારી,
દુઃખ તુમ નગરિકો દીતોરે.
તીન લોકકે નાથ રામ તીને બનવાસી કીનો.
કુમત કુમત એસી બન આઇ, કરમ. રામ. માસ. ૨

જોડ પચ મિલ કહે ભરથકુ ગાદી બેઠ રહો;
ભરત ધરત કાનપર હાથ પંચ મેરી ગરદન મત મારો.
સરે નહી એ બાતન કાજા,
હમતો હરિકે દાસ ચામ અજોધ્યાકે રાજા
બાત એ સબકે મન ભાઇ કરમ. રામ. માસ. ૩

અસાડ આશા રામ મિલનકી મનમે લાગ રહી,
કોઇ રામ બન પાહી બતાવો ભરત કહી;
નમસ્કે નર ઓર સબ નારી.
રથ ડોલે ગજરાજ રાજ સબ ભરથ સંગ તઇયારી;
નદી મુની સાગરકુ ધાઇ. કરમ રામ. માસ. ૪

આવણુ શીંગમેર પૂર પહોંચે. ભીડ ભઈ ભાઇ,
ભીલન જોર કટક દળ સોજે લડનેકી તઇયારી;
ભરથસે પુછ કરાર કરો.
રામ શીયાકે કાજ નિકટ તુજ ગંગા તીર મરો.
ખબર જબ ભરથને પાઇ કરમ. રામ. માસ. ૫

બારો ભીલ ભરથસે ભેટ કરે બનમે;
કંદમુળ ફલફુલ ભરતસે ભેટ કરે બનમે;
ભરથને આગે કર લીને,
ભરથ રાજ મુની બસ પ્રાગમે, જાય દરસ દીને.
પ્રાગકી દુનીયા ઉઠ ગઇ. કરમ રામ. માસ. ૬

કુવારકોએ બીજ માહરા મુનો પુસલાયે,
દો કરજોડ પ્રકમા કરે કઉસલ્યા માતાયે;
હમારો જીવન સફળ ભયો,
તની બાત સુન મુનીસબ, આસરબાદ દીઓ. ૨

ભરતકુ માતા સમજાઇ, કરમ. રામ — માસ. ૭
કારતીક કુચ પ્રાગસે કીયો. ચીત્રકોટ કરાયે,
અંગ ભભુત માથેપર જટા, રામ લક્ષમણને પાયે.
ભરથ થીર ચરણોપે લાયે,
ચરણ ઉઠાય હીરદેસેં નેનન નીર બહાયે. ૨
સીંઘાસન બેઠે રઘુવાઈ. કરમ. રામ. — માસ. ૮
અંગહન વારમવાર ભરથકુ રઘુવર સમજાગે;
જાવ અજોધ્યા રાજ કરો મુની સબ સુખ પાગે;
ભરથ તુમ લોટ જાવ ભાઇ, બારા બરસ બીત જાયગે તે ફીર
હમ આઈ, ભરતસે એ સમજાઇ કરમ. રામ. — માસ. ૯
પોસે આશ રામ મીલનકુ, જુદ મઇ બીર ઘની;
ગુરૂ વશીષ્ટ મુની સમજાવે કહે અપની,
બીનતી બોત બાત કીની,
રામ કંપાપતી ચરણ ખવરાવું; ભરથકુ દીની.
ભરત તુમ લોટ જાવ ભાઈ. કરમ રામ. — માસ ૧૦
મહા મનાયે સાન ગયે હે, ભલે લગે એ રમા;
જનકપુરકુ લનખ પહોંચે ભરત અજોધ્યા ગામ. ૨
ખવરાવું ગાદી ધરદીની,
રામચંદ્રસે અધિક તપસ્યા ભરથને કીની.
બડાઈ વેહીસે પાઇ, કરમ રામ. — માસ. ૧૧
લંકા માર ગરદ કર ડારી રાજ વીભીષણકુ દીનો;
લોટકે અજોધ્યા આયે.
શીવ સનકાદીક યાદમુની સબ દરશનકુ ધાએ;
ગાદી બેઠે રઘુરાઇ. કરમ રામ. — માસ. ૧૨

નમે શાલ અધીક મહીના અંગ હન ગહન પડે;
લાલનદાસ બાસ બરોલી, રામ રામ ઉચરે,
ભરતકી ચેઠી બારા માસી,
સવૈયા સુનવઇ તરે કટે જમકી ફાંસી;
બેદમેં એસો લખ આઇ, કરમ લેખ રામ ચલે. માસ. ૧૩

---

## નંદલાલના મહીના. (૭)

આવોને નંદલાલ રમવા આવોનેરે,
નિરભે થયાં છો નાથ, રમવા આવોનેરે.
કારતક તો તે કષ્ટેરે કહાડયો, ભરદરીએ જેમ જહાજ;
માગશર મઇને માનગડે મેલી હવે અમારૂ કોણુ છે બેલી,
ગીરધર વિના થઇ ઘેલી, રમવા આવોને. ૨
પોષ માસે જીવન પ્રાણ તજું છું, લોકડીઆની લાજ લોપું છું;
સંસાર તાજ કરૂં છું, રમવા આવોનેરે. ૩
મહા મઇને મંદીરીયારે સુનાં, હરી વીના આસનીયાં સુનાં;
વાહાલા વિના જાય છે જોબનીયાં. રમવા આવોનેરે. ૪
ફાગણે ફગફગતીરે હોળી, અબીલ ગુલાલે ભરવુંરે ઝોળી;
વહાલા વિના ખેલે કોણુ હોળી રમવા આવોનેરે. ૫
ચઇતરે મને ચિંતારે લાગી, સુની સેજલડીમાં ઝબકીને જાગી;
વાહાલાની લેહે મને લાગી, રમવા આવોનેરે. ૬
વઇશાખે વાવલીયારે વાયા, આંખ ઉઘાડી ચોદશ જોયા;
આંસુડાં પાલવડે લોહ્યાં, રમવા આવોનેરે. ૭
જેઠ માસે જગજીવન આવે, વૈષ્ણુવ સરવે વધામણી લાવે,
વહાલો મારો કાંઇ ન કહાવે, રમવા આવોનેરે. ૮

અષાડે હું અબળાને નારી, જોબન દરીઓ પુર છે ભારી;
પિયુનાં વચનને વિસારી, રમવા આવોનેરે. ૯
શ્રાવણ તો સરવડીએ વરસે, નદીએ નીર ઘણેરાંરે ભરશે;
વહાલો મારો શી રીતે ઉતરશે, રમવા આવોનેરે. ૧૦
ભાદરવો ભર દરીએર ગાજે, નીલાં વન નવપલ્લવ છાજે;
વહાલો મારો કોઇ ન લાજે, રમવા આવોનેરે. ૧૧
આસો માસે દેવ દીવાળી, લોક વણે સહુ સેવ સુંવાળી;
વહાલા વિના તે જમે કોણ વાળી, રમવા આવોનેરે. ૧૨

## કૃષ્ણના મહિના ૮

કારતકે કૃષ્ણ ગયા મેલી, મારે ઘેર આવો વનમાળી;
કુબજા કેમરે ગમે કાળી, આવો હરી રાસ રમો વહાલા. ૧
માગશર મારગડે રમતાં, ભેગાં બેસી ભોજનીયાં જમતાં
હવે હરી કેમ નથી ગમતાં, આવો હરી૦ ૨
પોષે તો સોસ પડ્યા અમને, ત્રીકમજી શું કહીએ તમને;
દીલાસા શાને દીધા અમને, આવો હરી૦ ૩
માધે મહા અંધારી રાતો, પુલકાંએ બીજાની ખાતો;
વહાલે લીધી મથુરાંની વાટો, આવો હરી૦ ૪
ફાગણે ફેર ફરે હોળી, પહેરણ ચરણાને ચોળી;
ચુંદડી મારી કેશરમાં રોળી, આવો હરી૦ ૫
ચઇતરે ચિત્ત કરે ચાળા, મધુવન મોરલાં બોલાણાં;
દરસન દો ડાકોર તીરથ વાળા. આવો હરી૦ ૬
વઇશાખે વાટલડી જોતી, ઉભી રહી ઝુરકડે રોતી;
પાલવડે આંસુડાં લોતી, આવે હરી૦ ૭

જોઠે જગજીવન આવે વધામણી સહુ લોકો લાવે;
વહાલો મારો કથુએ નવ કહાવે, આવો હરી૦ ૮
આસડે અબળા રહી ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વિચારો તે વાત થશે વાંકી, આવો હરી૦ ૯
શ્રાવણ તો સરવડીએ વરશે, નદીએ નીર ઘણાં છલકશે;
વહાલા મહારો શી રીતે ઉતરશે. આવો હરી૦ ૧૦
ભાદરવો ભલીપરે ગાજે, વહાલા થઈ વિહવળ તમ કાજે;
વહાલો મારો જરીએ ના લાજે, આવો હરી૦ ૧૧
આસો માસે આવી દીવાળી, શેરો વણું કે સુંવાળી;
વહાલા વીના આ શી દીવાળી. આવો હરી૦ ૧૨

——:·:——

## રાધિકાના મહિના ( ૯ )

કહોને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કોણ વાશે;
કે મહીનો મણ કોણ થાશે, જુમના જાવા દો પાણી, ૧
કે માગશરે મન મારૂં મગીયું, કે વિષીઆ માત થકી ટળીયું;
કે જેમ લુણ પાણીમાં ભળીયુ, કે જુમના. ૨
કે પોષે સોસ પડયા અમને, વહાલા મારા શું નમીએ તમને;
કે દીલાસા દીધા છે અમને, કે જુમના. ૩
કે માઘ મકર તણે માતે, કે ફુલડીયા વેરતી ખાતે,
કે વાહાલાજી મારાં મથુરાંની વાટે, કે જુમના. ૪
કે ફાગણે ફર ફરે હોળી, કે આભ ચરણાને ચોળી;
કે ચુંદડી કેશરમાં રોળી, કે જુમનાં. ૫
કે ચઈતરે ચતુરા ચિત ધરતી, વાહાલાજીના ગુણ ગાતી ફરતી,
કે તોયે મારે વહાલે કીધી નરતી, કે જુમના. ૬

કે વઇશાખ વાયા વાવલીયા, કે ઘેર પધારો નાવલીયા.
કે દુધડે ધોઉં તારા પાવલીયા, કે જુમના૦ ૭
જેઠે જુગજીવન આવ્યા, કે સઉ લોક વધામણી લાવ્યા;
વાહાલાજી મારા કશુંએ ના કાવ્યા. કે જુમના૦ ૮
અષાડે અબળા થઇ ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વીચારો હવે વાત થશે વાંકી, કે જુમના૦ ૯
શ્રાવણ સરવડીએ વરસે, કે નીર નદીએ ઘણાં ઢળશે;
કે કોયલડી ટઉકલીઆ કરશે, કે જુમના૦ ૧૦
ભાદરવો ભલી પેરે ગાજે, સઇયર ઘેર વધામણું વાજે;
તે તો મારા રૂદીયામાં દાઝે, જુમના૦ ૧૧
આસોની રજની અજવાળી, કે સેર વણું કે સુવાળી;
કે વાહાલા વીના આશી દીવાળી કે જુમના૦. ૧૨
કે રાધાના હાથે સોનાની સુડી, રમતા દીસે છે રૂડી;
દુઃખરે સરવે ગયા છે બુડી કે જુમના૦ ૧૩



## બહુચરાજીના મહીના (૧૦)

ચઇતરે ચીત ઘણું બાંધ્યું નમી નમી બહુચર આરાધ્યું;
મન મારૂં ગોખે જઇ લાગ્યું, શેવોને શંખલપુર રાણી.
વઇશાખે વાવલીયા વાયા, માજીના ઘંટ તળે આવ્યા,
અંબાજીની મોટી છે માયા. સેવોને. ૨
જેઠે તો જુગતી છે સારી હરીહર બ્રહ્મ થકી વારી;
ગોખ ઉપર જાઉ બલીહારી. સેવોને. ૩
અષાડે મેઘ ઘણા ગાજે. છત્ર શીર બહુચરને છાજે,
ચોગડીયાં તો અદભુત વાજે. સેવોને. ૪

આવણુ સરવડીએ વરસ્યે, માજીને ભજશો તો તરશો;
નીકર તમે અથડાતાં મરશો. શેવોને. ૫
ભાદરવો ભલીપેરે ગાજ્યો, સેવકને સનમુખ તો થાજ્યો;
બુડતાં બાવલડી સાહાજ્યો. શેવોને. ૬
આસો માસે આવી દીવાળી, આવ્યાં છે અંબાને કાળી;
ગરબે રમે મોટાં મહાકાળી. શેવોને. ૭
કારતકે કોયલડી બોલે, ના આવે માજીને તોલે;
તે જોતાં ત્રીભોવન ડોલે. શેવોને. ૮
માગશર માનસરોવર નાહે, ચાચર આવી ગરબા તો ગાયે,
સેવકની મા કરજો સાહે. શેવોને. ૯
પોષે પ્રીત ઘણી ધારી, પાંડવ લીધા ઉગારી;
કૌરવ સરવે ગયા હારી, શેવોને. ૧૦
માહે તો મને નથી ગમતું, મન મારૂ રહે છે ભમતું;
મન મારૂં માજીમાં રમતું, શેવોને. ૧૧
ફાગણે ફર ફરતી હોળી, પહેર્યા માએ ચરણુને ચોળી;
કેસર બહુ છાંટયાં છે ઘોળી. શેવોને, ૧૨
બારે માસ પુરણ કીધા, દઈતને દંડ ભલા દીધા,
દેવતા સહુ ઉગારી લીધા. શેવોને. ૧૩
આસો સુદ બીજને બુધવારે બારે માસ રચ્યા નિરધારે;
વલ્લભની કરજો મા વાહારે, શેવોને. ૧૪

## થોભણદાસના મહીના. (૧૧)

કારતકે કોડામણીરે, શીબા પુનમ કેરો ચંદ વાલા;
રાધા કરે દરદની વિનતીગે, ચરણે રાખો ગોવિંદ વાલા. ૧

માગશર મેલી ગયારે, પીઉ ગયા પરદેશ વાલા;
ભંજનમાં ભામનીરે, અબળા બાળેવેશ વાલા. ૨
પોષ માસે પુછામણુંરે સાંભળ સહીયર વાત વાલા;
શ્રી કૃષ્ણ ચાલ્યા દ્વારકાંરે, સોળસે ગોપીઓનો નાથ વાલા. ૩
મહા મહીને મન માહરે, ચીતડું વ્યાકુળ થાય વાલા;
શણગાર લાવ્યાં શ્રીરામનારે, દંડા જાદવરાય વાલા. ૪
ફાગણ માસે ફુલડીયાંરે, વાગે છે તાલ મરદંગ વાલા;
મધુર શી વગાડે વાલો વાંસળી રે હોંશ [illegible] ગોવિંદ વાલા. ૫
ચઇતરે ચિંતામણીરે, નાવ્યો નાવલહ [illegible] વાલા;
કોઇ લાવે પીઉની વધામણું રે, આપું [illegible] હાર વાલા. ૬
વઇશાખે વન વેડીયાંરે વેડી છે દાડમ [illegible] વાલા;
કોયલડી ટઉકા કરેરે, સરવો લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહીને રણ તપેરે, જેવા ઉનાળાના તાપ વાલા,
લંકામાં જવાળા પ્રજેળેરે, ઉભા રહો રઘુનાથ વાલા. ૮
અશાડ માસ ભલે ઉલટયોરે, થાય વિજળીઓના વેગ વાલા,
ભલીરે ઉલટી બીની વાદળીરે, વરસ્યા [illegible] મેઘ વાલા. ૯
શ્રાવણ વરસે સરવડીએરે, નદીએ નીરમળ નીર વાલા;
ભીંજે તે રાણી પદમણીરે, ભીંજાય દખણી ચીર વાલા ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે, શીતળ થયાં શરીર વાલા;
ગોરાંદે ભીંજાયાં ઘર આંગણેરે, પીઉડો ભીંજાય પરદેશ વાલા. ૧૧
આસો માસે દીવાલડીરે, સુંદરી સજે શણગાર વાલા;
લીલાવટ ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હાર વાલા. ૧૨
બારે માસ પુરા થયારે, આવેલો અધિક માસ વાલા;
ગાય શીખેને સાંભળેરે, વિનવે થોભણદાસ વાલા. ૧૩

## અંબાજીના મહિના ( ૧૨ )

કારતક માસે કરૂણા કરો મુજ માતરે. મા અંબાજી ૧
અલબેલી અંબા સાંભળ મારી વાતરે મા અંબાજી
વાત સાંભળીને સમરૂં શ્રી હરીનાથરે મા અંબાજી
તારા દરશનની મને મોટી આસ આશરે મા અંબાજી ૨
માગશર માસે મન મળવા અકળાયરે મા અંબાજી
તારી ઇચ્છા કરતા અંબા દીન વહી જાયરે મા અંબાજી ૩
દીન વહી જાયને આશા મુજને મોટીરે મા અંબાજી
તારા રંગ મંડપમાં હું નવ પાવી લોટીરે મા અંબાજી ૪
પોસ માસે મુજને મળવા સોશરે મા અંબાજી
મુજ રાંક ઉપર શો ધરવો માજી રોશરે મા અંબાજી ૫
રોશ ન ધરીએ તમે દેવી છો દયાળરે મા અંબાજી
જેનું નામ ધરાવે શેવકજન પ્રતીપાળરે મા અંબાજી ૬
મહા મહીને કાંઈ મન સાંભળ્યા તમારારે મા અંબાજી
મા શું જુવો છો કુડાં કરમ અમારાંરે મા અંબાજી ૭
કુડાં કરમની કરણી છે મધ્યાનરે મા અંબાજી
તારા દરશનનું મને મોટું ધ્યાનરે મા અંબાજી ૮
ફાગણ માસે ફરીફરી ઉભરે અંપરે મા અંબાજી
રંગ ભર્યાં મનડાં નવ કરશો ભંગરે મા અંબાજી ૯
ભંગ ન કરશો તનકું અપાર તશપરે મા અંબાજી
ચીત અમારૂં ચરણે આવી અટકેરે મા અંબાજી ૧૦
ચઇતર મહીને ચીંતા મુજને ઝાઝીરે મા અંબાજી
જનમ ધરી નવ નીરખ્યાં અંબા માજીરે મા અંબાજી ૧૧
નવ નીરખ્યાં મેં અંબા અકળ સ્વરૂપરે મા અંબાજી
મા વગની ક્યાંથી દેખીશ માનાં રૂપરે મા અંબાજી ૧૨

વઇશાખ મહીને વરસ જાય દેહ નાઠીરે — મા અંબાજી
મા હવે વળતી વેળા રહી છે માઠીરે — મા અંબાજી ૧૩
વેળા માઠી માથે મોટું દુખરે — મા અંબાજી
વળતી કયાંથી દેખાશે માના મુખરે — મા અંબાજી ૧૪
જેઠ માસે મુજને તેડા દેઠરે — મા અંબાજી
નહીં તેડા તો જીવણુ જાશે વેઠરે — મા અંબાજી ૧૫
વેઠ થાશે ને મીથ્યા થાશે જન્મરે — મા અંબાજી
ભાગ્ય નથી પણુ ઓછાં મારાં કરમરે — મા અંબાજી ૧૬
અષાડ માસે અટક ન ધરીએ માતરે — મા અંબાજી
તારા દરશન માટે તલસે મારૂં તનરે — મા અંબાજી ૧૭
તન તલસેને દયા ન આવે માહરીરે — મા અંબાજી
મા દયાળુ દીલથી શું મુકો છો કાઢીરે — મા અંબાજી ૧૮
શ્રાવણુ માસે સંઘ ભરાય બહુ ભારેરે — મા અંબાજી
મા ઇચ્છા હોય તે આવે તમારે પારેરે — મા અંબાજી ૧૯
મા સંઘ ભરાયને સઉને ઇચ્છા થાયરે — મા અંબાજી
મા પાપી હોય તે નિશ્ચે પાવન થાયરે — મા અંબાજી ૨૦
ભાદરવામાં શીદને મન ભરમાવોરે — મા અંબાજી
તારાં દુર્લભ દર્શન આપી તાપ શમાવોરે — મા અંબાજી ૨૧
તાપ સમાવી શીતળ કરજો છાંયરે — મા અંબાજી
શીશ નમાવતાં પ્રાયશ્ચિત પ્રલે થાયરે — મા અંબાજી ૨૨
આસો માસે અરજ સાંભળો વહેલીરે — મા અંબાજી
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે — મા અંબાજી ૨૩
હેલી કરીને પુરો મનની આશરે — મા અંબાજી
સેવક જનને તેડો તમારી પાસરે — મા અંબાજી ૨૪

બાસ બારે પુરણુ કીધા માતરે                    મા અંબાજી
મા વીશ્રમપરી વિશ્વાસ ન કરશો ધાતરે              મા અંબાજી ૨૫
તેરમો મહિનો પુરષોતમ કહેવાયરે                  મા અંબાજી
મા હરી પ્રતાપે પુરષોતમ સહુ ચહાયરે              મા અંબાજી ૨૬
બારાપુરમાં નીત આનંદ થાયરે                    મા અંબાજી
કરજોડી બાપુ શેવક ગાયરે                       મા અંબાજી ૨૭



## સીતાજીના મહિના (૧૩)

### સાખીઓ.

મારા શ્યામ સુંદર શ્રી રામરે કેને આશરે રહીએ;
મારા પલ પલ માની પ્રણામરે, લલના સંગ લઇએ,
બરબાર અલગ ઘનશ્યામરે, મારા સમ નવ જઇએ.    ટેક.
કારતક કેમ કરી કાઢીએ, જુગ જેવી પળ જાય;
તાગ નથી જેમ તોડીએ, પણ મળવાને મન અકળાયરે મા૦ ૧
જોબન દરીયા ઘુઘવે, પીયુ દેશાવર દુર;
અણજાણ્યા અનુભવી, તે શું નીરનું જાણે તુરરે.    મા૦ ૨
માગશરે ઘેર વિજોગણી. પીયુ પરદેશ પ્રયાણ;
ખવાયે અળગું ખોળીયું, જેના પરવશ પડીયા પ્રાણરે. મા૦ ૩
જળથી જુદી માછલી, રાખો કરી વિવેક;
વારૂ મારા વાલમા, એવા પ્રાણ ન રહે પલ એકરે.  મા૦ ૪
પોષે પ્રિતમ પ્રીતડી, વિરહ બાણ વા વહાય;
એ ઘાયલનો અંત નહિ એનું તન તરફડીયાં ખાયરે.  મા૦ ૫
ખાવું પીવું ખેલવું, ઓઢણ પહેરણ અંગ;
બોલવું ચાલવું બેસવું, એને પોઢવું ન ગમે પલંગરે.  મા૦ ૫

આવે મન તલસે ઘણું, ઝુરે વિજોગણુ નાર;
લક્ષ વીંછીની વેદના ઉપજે ચીતમાં અનેક વિચાર. મા૦ ૭
ફાગણુ હોળી ફાલતી, ફાગણુ રમે સઉ કોય;
એક હોળી મારે આંગણે બીજી હઈયે હોળી મારા હોયરે મા૦ ૮
ચીતરમાં ભડકા બળે, જન દેખે નહી ઝાળ;
વલખાં મારે વાંધવાંધે, જેને ડસીઓ વીરહ વ્યાધી વ્યાળરે. મા૦ ૯
ચર્ષટર ચકોર ચીતની, શશી વિદેશી શામ;
ભરજોબનમાં એકલી એ તો દાઝયા ઉપર જેમ ડામરે મા૦ ૧૦
સુભાગીઆં જે સાસરાં, સજોડ સ્નેહ સહીત;
કયમ કરી વસીએ એકલાં રાણીજાયા જન્મની એ રીતરે મા૦ ૧૧
ના વાયા વષ્ટશાખના, આંબે આવી સાખ;
જોગી ભમે વિદેશમાં થાય હૃદય બળી ખાખરે, મા૦ ૧૨
મુંગાને સ્વપ્નું થયું. મનમાં રહી મુંઝાય;
પ્રીતીનું તો પારખું, જે જીભે કહ્યું નહી જાયરે. મા૦ ૧૩
જેઠ તણા તડકા પડે, લાય જેવી લુ વાય,
સુનાં મંદીર માળીયાં, સુની સેજડી ખાવા ધાયરે. મા૦ ૧૪
જાય ન રજની દીન જાતાં, રાત ગએ દીન ન જાય;
વીરહ દુઃખ સ્વામીતણાં, એતે નજરે જોઈ કેમ જાયરે. મા૦ ૧૫
અશાડ ઝબકે દામની, ઘન ગરજે નભ માંય;
અપઇયા પીઉ પીઉ કરે, સુણી વિહરણી વ્યાકુળ થાયરે મા૦ ૧૬
દેવ દાનવ પશુ પક્ષી, માનવ તો કોણુ માત્ર
જીવતાં પ્રેત વિજોગીયું બાળે વિરહ વિરહીજન ગાત્રેરે મા૦ ૧૭
શ્રાવણુ વરસે સરવડે નદીએ આવે નીર;
લીલી ભુમી ભાસે ભલી, ગાજે તરૂવર ઘેર ગંભીરરે. મા૦ ૧૮

ઘોર અંધારી રાતડી ઝરમર વરસે મેહ;
આંખેથી આંસુ ઢળે, જેનો સ્વામી ગયો તજી સ્નેહરે. મા૦ ૧૯
ભાદરવો ગાજે ભલો, રાજવી સઉ વધભોગ;
રંગમાં રઉ રઉ રોમ એ, જેને વહાલાનો થાય વીજોગરે. મા૦ ૨૦
ચંપા ચંપેલી મોગરા, નવપલ્લવ વન થાય;
વીરહણી જાત જવાસીઓ, તે તો શોચે સુકાઇ જાયરે. મા૦ ૨૧
આસો આવ્યાં નોરતાં રમેજમે નરનાર;
દીવસ દીવાળી દોહલા, તે તો જાણે કીરતાર મા૦ ૨૨
દંપતી અંગ ઉમંગમાં ગાનતાન ગીત રંગ
અંગરાગ અદભુત થયા, જયજયકાર જણાવે અનંગરે મા૦ ૨૩
મનમોહન અધીક માસથી થાય પ્રભુ પ્રસન;
સંગ સીતા જેમ રાખીયાં તેમ ટળે વિરહ વ્યાધી દનરે. મા૦ ૨૪

---

## લાલજીના મહીના.

લાલજી કારતક મહીને રથ જાદવરાયે જોતર્યા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧
લાલજી માગશર મહીને મેલી મથુરા ગયા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૨
લાલજી પોશ મહીને પોપટ બેઠો પાંજરે,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૩
લાલજી માહ મહીનાની સેજલડી સુની પડી,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૪
લાલજી ફાગણ મહીને ઘેરાયો ઘેરીએ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૫

લાલજી ચૈત્ર મહીને અનરૂણુજ આમ્બા આકરીરે,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૬
લાલજી વઇશાખ મહીને વાયે હીંડોળા ઝુલતા
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૭
લાલજી જેઠ મહીને જુગજીવન ઘેર આવીયા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૮
લાલજી અષાડ મહીને કબળાને સુખ આપજો,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૯
લાલજી શ્રાવણ મહીનો સરવડેથી વરસીઓ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૦
લાલજી ભાદરવો ભલીપેરે ગાજીઓ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૧
લાલજી આસો માસે દીવાળી ભલે આવીયાં.
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૨
લાલજી ફુલવાડીમાં રંગ્યાં લાલમ લાકડાં,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૩
લાલજી તેનીરે ઘડાવું નવરંગ પાવડીઓ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૪
લાલજી પાવડીઓ પહેરીને મ્હારે મોલે આવજો,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૫
લાલજી પાવડીઓથી રડયા તો ભલે પડયા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૬
લાલજી બળતી ઝળતી બોલું છું પણ ઘણી ખમા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૭

# વધરાગના મહિના.

કારતક આવ્યો એ સખી સજીએ સોળ શણુગાર
ઓઢવાને નવરંગ ચુંદડી, કંઠે એકાવળ હાર,
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વધરાગ, ટેક
માગશરે મુકી ગયા, મનમાં ન આણી મેર;
રીસ કરી મથુરાં ગયા, કુબજા શું કીધી લહેર. ૧
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વધરાગ. ૨
પોષ મહીનાની પુનમે, સમણાં લાગ્યાં સાર;
શોળે શણુગાર પ્રભુ મેં ધર્યા ના આવ્યા દીનદયાળ. ૩
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વધરાગ. ૪
મહા મહીનાની સેજમાં આવી વેરણુ રાત;
કપટે મારા વીસરી, રમશું કોની સંગાથ. ૫
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વધરાગ ૬
ફાગણુ ફુલ્યો ફુલડે, વનમાં કેસર લાલું,
કસ્તુરીનાં છાંટણાં, ઉડે છે અબીલગુલાલ. ૭
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વધરાગ. ૮
ચઘનર ચંપો મોરીઓ, મોરી છે દાડમ દ્રાક્ષ
કોયલડી ટહુક્ક કરે ભમર કરે ગુંજાર. ૯
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ,
હવે તો ઘરમા નથી ગોઠતું, જાણે લઉ વધરાગ. ૧૦

વઇશાખે વાયા વાવલા, તપે રાધાજીનું તન;
રાધા બોલડા લેઇ રહ્યાં; નથી બોલ્યાનું મન. ૧૧
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ,
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૧૨
જેઠ મહીને જદુરાયજી છુટી રાધાજીની વેણ;
રાધા અબોલડા લેઇ રહ્યાં, નથી બોલ્યાનું મન. ૧૩
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૧૪
અશાડ આવી ઉલટયો, મેહુલે માંડયો છે જોસ;
ગોરી ભીંજાય ઘર આંગણે પિઉ ભીંજાય પરદેશ. ૧૫
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ, ૧૬
શ્રાવણ વરસ્યો, સરવડે નદીએ નીરમળ નીર;
સુપનાંતરમાં દેખીયાં, હરી હળધરના વીર. ૧૭
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નતી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૧૮
ભાદરવો ભલો ગાજીઓ, ભલો વરસ્યો છે મેઘ
વીજલડી ચમકા કરે, ચોદસ ચાલ્યાં નીર. ૧૯
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું. જાણે લઉ વઇરાગ. ૨૦
આસો માસે નવરાતડી નવ દહાડા નવ રાત;
સહુ ગોપીઓ ટોળે મળી માંડવલી મંગળ ગાય. ૨૧
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૨૨

# ભાગ ૨ જો.

—❧—

## નરસિંહજી મહારાજનો ગરબો.

ગણુપતી સરસ્વતીને સમરૂં, બેઉ રહુ કરજોડરે;
નરસીંહજીનો ગરબો ગાતાં, કોઇ માં દેશો ખોડ નરહરી લટકાળા.
ઘણી મહેર કરો મહારાજ, ગુણુનીધી છોગાળા· ટેક ૧
શેહેરીપુરે દરવાજે જાતાં, જમણા હાથની ઓળરે;
સજેશ્વર શીવાજીના સામી, નરસીંહજીની પોળ. નર૦ ૨
શહેર તણી છે શી કહું શોભા, વરણુ વસે છે અઢારરે;
નરસિંહજીના રાજમાં, કોઇને દુઃખ નહીં તલભારરે. નર૦ ૩
ઉશીવાણીયા નાણુાવટી ને ગાંધી સરૈયા સારરે;
બેઉ ઓળમાં બહુ છે વસ્તી ચુડગરને કંસાર. નર૦ ૪
પુર્વ દીશાએ અષ્ટ ભુજાને ઉત્તર બહુચર ગાજેરે;
પશ્ચિમમાં તો પીર વસે છે, દક્ષીણુ હનુમંત બીરાજે. નર૦ ૫
ચાર દીશાએ જબરી ચોકી, બીજા દેવ અપારરે;
શહેર વચ્ચે નરસીંહજી ગાજે સઉ નતરૂને ભાર. નર૦ ૬
સિંહાસન આસન ઉપર, અલબેલો બીરાજેરે;
મંદીરની તે શી કહુ શોભા, નીત્ય ચોઘડીયાં વાજે. નર૦ ૭
પિતાંબર જરકસીના વાઘા, પાઘ કસંકી પટકારે;

મોર મુગટને કાને કુંડળ, જોઇ ચિતમાં લાગે ચટકો. નર૦ ૮
હીમ હીરાને માણેક મોતી, શોભાનો નહી પારરે;
આભુષણુ શોભા દેખી, મન કરે વિચાર. નર૦ ૯
નીત નીત શોભા નઉત્તમ નવણે જોતાં પહોચે આશરે;
જમણે હાથે જોત દીવાની, અખંડ બારે માસ. નર૦ ૧૦
નરસીંહજીની નીતી કહીએ, ત્રણુ લોકથી ઝાઝીરે;
ચીનાં ટાંકાં ઘેર ભર્યા પણુ, નરસીંહ લોટપર રાજી. નર૦ ૧૧
સમે આરતી શોભે કેવી, આનંદ સરખું થાયરે;
ઘંટને ઘડીયાળા વાગે, ગાન ગુણીજન ગાય. નર૦ ૧૨
દસરાને દીવસે વહાલો, અંબાડીમાં બીરાજેરે;
આઇરાવતની શોભા દેખી, કામ કોટીક તો લાજે. નર૦ ૧૩
આઠમ ચઉદશ દીવાળીયે આનંદ ઓચ્છવ થાયરે;
શ્રાવણુ માસની શી કહું શોભા, એ ન વરણુી જાય. નર૦ ૧૪
શ્રાવણુ વદી ત્રીજને દહાડે, કાજળીનો મહીમાયરે;
પાછલી રાતે હીંડોળાના, ઘુઘરા છુટી જાય. નર૦ ૧૫
કારતક માસની શોભા કહીએ, પ્રભુનું લગ્ન જ થાયરે;
સુદ ચઉદશની દીવીયો જોતાં ગાત્ર નરમ થઇ જાય. નર૦ ૧૬
ચઉદશની તો દીવીયોને પુનમનો વરઘોડોરે;
તુળશી વાડીયે દરશન કરવા, સજન સહુકો દોડો. નર૦ ૧૭
ચારે પાસે ચમર ઢળેને, બહુ બોલે છડીદારરે;
અમાખમા સહુ મુખથી કહે છે, શોભાનો નહી પાર. નર૦ ૧૮
બ્રહ્માદિકને નારદ સરવે, અંતરિક્ષ જોવા આવેરે;
ધન ભાણુાભાઇ ભાગ્ય તારૂં નિત્યે લાડ લડાવે. નર૦ ૧૯
ધન તાત ધન માતા તારી, ધન તારો અવતારરે;

નીત્ય પ્રભુને લાડ લડાવે, ભાગ્ય તણો નહી પાર. નર૦ ૨૦
પરણાવીને પાછા વળ્યાને, આવ્યા રાજ અવાસરે;
તરેહ તરેહની આતશબાજી, ઉડે પ્રભુની પાસ. નર૦ ૨૧
ત્યાંથી પ્રભુ આગળ પધાર્યા, આવ્યા મંદીર મોઝારરે
દેવ સર્વ વિમાને બેઠી, કરે પુષ્પ વૃષ્ટિ અપાર. નર૦ ૨૨
મંદીર સામી શોભા કેવી દીપમાળની શોભેરે;
ચોક મધે મદનમોહનજી, દરશને મન લોભે. નર૦ ૨૩
દયા કરીને દરશન દેજો, અંગમાં ઉલટ આણીરે
કષ્ટ મારાં સહુ કાપી નાંખો દાસ પોતાનો જાણી. નર૦ ૨૪
રંક ઉપર તો રીસ ન કરવી મહેર કરો મહારાજરે;
ગાંડો ઘેલો દાસ તમારો બાંય ગ્રહ્યાની લાજ. નર૦ ૨૫
નરસીંહજીનો ગરબો ગાયો, સુણજો સહુ નરનારરે,
બેઉ કરજોડી શીવલાલ કહે, પ્રભુ ઉતારો ભવપાર. નર૦ ૨૬

---

## શ્રી કૃષ્ણના દશ અવતારનો ગરબો.

મારા કૃષ્ણજીરે લોલ તે કંઠ કેરૂં ઝુમણુંરે લોલ;
કરી હૈયા કેરો હાર મારા વાલારે કૃષ્ણ વગાડે રૂડી,
વાંસળીરે લોલ ટેક.
મારા કૃષ્ણજીરે લોલ પહેલે રૂપે કાનજીરે લોલ;
ધર્યો મચ્છ તણો અવતાર મારા વાલારે, મચ્છે સમુદ્ર ગોળિ રેયોરે લોલ
માર્યો સંખા તે સુર દઇત મારા વાલારે. કૃષ્ણજી૦ ૧
મારા કૃષ્ણજીરે લોલ બીજે તે રૂપે કાનજીરે લોલ.
ધર્યો કચ્છતણો અવતાર મારા વાલારે.
કચ્છે સમુદ્ર મથન કર્યો રે લોલ મેરૂનો રવૈયો મારા વાલારે.

સમુદ્રની ગોળી કરીરે લોલ ઘુમે ગોપીનો નાથ મારા વાલારે;
શેષનાગનાં નેત્રાં કર્યાંરે લોલ કહાડયાંતે ચઉદ રતન મારા
વાલારે કૃષ્ણજી૦ ૨
મારા કૃષ્ણજીરે લોલ, ત્રીજેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો વરાહતણો અવતાર મારા વાલારે.
પૃથ્વી લઇ દાઢ ઉપર ધરીરે લોલ, પેઠો તે પાંચ પાતાળ મારા
વાલારે કૃષ્ણજી૦ ૩
મારા કૃષ્ણજીરે લોલ ચોથેને રૂપે કાનજીરે લોલ,
ધર્યોનૃ સિંહ તણો અવતાર મારા વાલારે,
સ્થભ ફોડીને પ્રગટ થયારે લોલ માર્યો હીરણ્યા તે કંસ;
દઇત મારા વાલારે, ઉગાર્યો પ્રહલાદ ભક્તનેરે લોલ.
એવા ભક્તવચ્છળ છો નાથ મારા વાલારે. કૃષ્ણજી૦ ૪
મારા કૃષ્ણજીરે લોલ પાંચમેને રૂપે કાનજીરે લોલ
ધર્યો વામનતણો અવતાર મારા વાલારે.
ત્રણ ડગલાં પૃથ્વી ભરીરે લોલ, બળી ચાંપ્યો પાતાળ મારા
વાલારે. કૃષ્ણજી૦ ૫
મારા કૃષ્ણજીરે લોલ છઠેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો ફરશુરામનો અવતાર મારા વાલારે, ફરશી તે લીધી
હાથમાંરે લોલ, છેદ્યાં ક્ષત્રીઓનાં શીષ મારા વાલારે.
પુતનાને હાથે હણીરે લોલ, વાળ્યાં પીતાનાં વેર મારા વાલારે
કૃષ્ણજી૦ ૬
મારા કૃષ્ણજીરે લોલ સાતમેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો રામચંદ્રનો અવતાર મારા વાલારે સીતા લઇ વન
નીસર્યારે લોલ, શેતુ બાંધ્યો પાહાણુ મારા વાલારે

રણમાં તે રાવળ રોળીઓરે લોલ, આપ્યાં વીભીષણ રાજ મારા
વાલારે કૃષ્ણજી૦ ૭
મારા કૃષ્ણજીરે લોલ આઠમેને રૂપે કહાનજીરે લોલ,
ધર્યો કૃષ્ણ તણો અવતાર મારા વાલારે, મથુરામાં હરી
પ્રગટીયારે લોલ, ગોકુળ કીધો છે વાસ મારા વાલારે.
માર્યો તે મામા કંસનેરે લોલ, ગોપી લડાવ્યાં લાડ મારા વાલારે,
માતા પીતા છોડાવીયારે લોલ. આપ્યાં ઉગ્રસેનને રાજ,
મારા વાલારે કૃષ્ણજી૦ ૮
મારા કૃષ્ણજીરે લોલ નવમેને રૂપે કાનજીરે લોલ ધર્યો બુદ્ધ,
તણો અવતાર મારા વાલારે જપમાળા કરમાં ધરીરે લોલ.
લીધું છે મુનીવ્રત મારા વાલારે. કૃષ્ણજી૦ ૯
મારા કૃષ્ણજીરે લોલ દશમેને રૂપે કાનજીરે લોલ ધર્યો
કલંકી અવતાર મારા વાલારે. ત્રણ પગલે ધે ડો હીંડેરે લોલ
પૃથ્વી તો રસાતાળ મારા વાલારે કૃષ્ણજી૦ ૧૦
મારા કૃષ્ણજીરે લોલ, ગાય શીખેને સાંભળેરે લોલ પામે
તે વૈકુંઠ વાસ મારા વાલારે મહેતો નરસઇ વિનવેરે લોલ
રાખો ચરણ કમળની પાસ મારા વાલારે કૃષ્ણજી૦ ૧૧

---

## સીતાની કાંચળીનો ગરબો.

(પરમેશ્વરીને પાયે પડી હો બહુચરી કહું કળી જુગના કર્મ એ રાગ)
કૈકૈ ક્રોધમાં બોલીયાં હો બહુચરી રામલક્ષ્મણ વન જાય,
પહેલું તે વન રામે મેલીયું હો બહુચરી સીતાએ રોપ્યાં છે વૃક્ષ;
આમરાંને ડમરો રોપીઓ હો બહુચરી, રોપ્યાં છે દાડમ દ્રક્ષ

રાજા રાવણનો સરધસો હો બહુચરી, વનફળ ચરી ચરી જાય,
ફરતાં સીતાએ ભાળીઓ હો બહુચરી, કાંચળડી સીવડાય. ૩
સાવ સોનાનો કંચવો હો બહુચરી. ચામડામાં શો સાર.
નહીં કાકાના કટકમાં હો બહુચરી; નહીં મામાને મોસાળ. ૪
નહી મહિયરમા બધવો હો બહુચરી કોને ચડાવું પાડ;
સીતા મહીયરનાં પાતળાં હો બહુચરી કોણ લડાવે લાડ. ૫
સીતાના બોલ સાંભળ્યા હો બહુચરી, ધનુષ્ય લીધું હાથ;
પહેલું તે બાણ રામે ફેંકીયું હો બહુચરી; જઈ પડયું દરીયા સાથ ૬
બીજે તે બાણે મૃગ મારીઓ હો બહુચરી ધાજો રે લક્ષમણ વીર;
સીતા કહે જાઓ દીએર હો બહુચરી હણ્યા તમારા વીર. ૭
ઘેલી સીતા ઘેલું ન બોલીએ હો બહુચરી, રામ હણ્યા કેમ જાય.
આણ આપી છે શ્રીરામની હો બહુચરી લક્ષમણ ચાંસે ધાય. ૮
રાવણ આવ્યો જોગી વેશથી હો બહુચરી, ભીક્ષા દો સીતામાય;
આણ આપી છે શ્રીરામની હો બહુચરી, ભીક્ષા આપી નવ જાય. ૯
એક પગ મુકો આણમાં હો બહુચરી, બીજો તે આણો બહાર;
આપે મુકીને રાવણ ચાલીઓ હો બહુચરી હરી છે સીતાનાર. ૧૧
મૃગ મારીને રામ લાવ્યા હો બહુચરી, નાખ્યો મઢીની મઝાર.
સુનાં મંદીર દીસે માળીયાં હો બહુચરી, કયાં ગઈ સીતાનાર. ૧૨
રામ રૂવે લક્ષમણ રીઝવે હો બહુચરી, ઘેલા ના રોશો રામ;
સીતા સરખી પરણાવશું હો બહુચરી, સીતા ધરાવશું નામ. ૧૨
જળજળ કમળ ના નીપજે હો બહુચરી, વનવન અગર ના હોય;
ઘેર ઘેર સીતા ન નીપજે હો બહુચરી, બંધવ વિચારી જોય, ૧૩
રામે તે પાનબીડાં ફેરવ્યાં હો બહુચરી કોઇ છે બળીઓ જોધ;
બીડું ઝડતે હનવો જતી હો બહુચરી, લાવું સીતાની શોધ. ૧૪

ઠામ ઠેકી ઉપડ્યો હો બહુચરી, ગયો લંકા મોઝાર;
જોવાં ચોરાસી ચૌટડાં હો બહુચરી, જોઇ જોઇ તો બાવન બજાર. ૧૫
જોયા મંદીર જેવા માળીયા હો બહુચરી, જોયું રાવણનું રાજ;
કંઇ સીતા દીઠાં નહી હો બહુચરી, ગયો પાણીયારીને ઘાટ. ૧૬
બાઇ પાણીયારી તને વીનવું હો બહુચરી, કયાં છે સીતા સાથ;
અશોકવાડીને ઝાડે હો બહુચરી. ત્યાં જો તુજથી જવાય. ૧૭
ત્યાંથકી હનુમંત ચેકીઓ હો બહુચરી, આશોપાલવને ડાળ;
પડતી રહેલી પવીત્ર હો બહુચરી, મહેલી તે સીતા નાર ૧૮
મુદ્રીકા મારા રામની હો બહુચરી, ક્યાંથી લાવ્યો હનુમાન;
કોને તને જોવા મોકલ્યો હો બહુચરી, કોણે આલ્યાં એંધાણ. ૧૯
રામે જોવા મોકલ્યો હો બહુચરી, લક્ષ્મણે આલ્યાં એંધાણ
ભાળ લેવા હું આવિયો હો બહુચરી, પંચવટીથી પ્રમાણ ૨૦
તરશો તે હશો ભાઇ સાવજા હો બહુચરી તલાડાં તે નીર પીજો;
ભુખ્યો તે હશો ભાઇ સાવજા હો, બહુચરી પડવાંજ વનફળ ખા. ૨૧
ઝીઝોટને ઝપાટે હો બહુચરી. અંબેરેને ખાય;
માળી આવ્યો માથુ કુટતો હો બહુચરી, રાવણ પાસે જાય ૨૨
રાવણ ત્યાંથી બોલીઓ હો બહુચરી, મારો બળીને પ્રાણ
મારજો લોટને વાકડે હો બહુચરી, મારજો એરણને ઘાણ ૨૩
કુંભકરણે બાથ ભીડીયા હો બહુચરી, માર્યું બળીને પ્રાણ,
ઇંદ્રજીતે બાથ ભીડીયા હો બહુચરી, કે હું વાળું એનો પ્રાણ. ૨૪
નહી મરૂં લોટને વાકડે હો બહુચરી નહી મરૂં એરણને ઘાણ;
સાચુ બોલ ભાઇ સાવજા હો બહુચરી, કેને તજે તું પ્રાણ. ૨૫
બધી લંકાના ઓઢણાં હો બહુચરી, શત્રુ ઘીણીનું તેલ
મારે તે પુંછડે બાંધજો હો બહુચરી અગ્નિ તેમાં મેલ ૨૬

મોત વાંદરાનું તે થકી હો બહુચરી, ચેતજો મનમાં ઝટ;
ત્યાં થકી ઉપડયો ઠેકડે હો બહુચરી, જઇ બેઠો લંકાગઢ. ૨૭
બાળ્યાં ચોરાસી ચહૌટાં હો બહુચરી, બાળ્યાં છે બાવનબજાર;
રાખ્યાં વિભિષણ ખોલડાં હો બહુચરી, આસોપાલવ ડાળ. ૨૮
લંકા બળે અતુલની હો બહુચરી, હનુમાનને હસવું થાય;
જુનાતેગઢને આદરે હો બહુચરી, નાગર નરસઇયો ગાય. ૨૯

## અંબાજીનો ગરબો.

( મોરમાના ગરબાનો રાગ. )

હુંતો ગણપતલાગુ પાયકે ગાઉં ગરબો આરાસુરી તણોરે લોલ.
આરાસુરમાં બેઠી માત કે મહિમા અતિઘણોરે લોલ.
માને પારે આવે લોક કે દુર બહુ દેશથીરે લોલ.
આવે બાળજોબનને વૃદ્ધ કે અતિઘણા હેતથીરે લોલ. ૨
મા દીવસમાં ત્રણ રૂપ કે ધરે અતિ શોભતારે લોલ,
જોબન બાળ અને વળી વૃદ્ધ કે આયુધ ઓપતાંરે લોલ, ૩
માને છત્ર સોનાનું છાજે કે રત્નની ઝુલ્યછેરે લોલ;
ફરતી હીરાની છે કોર કે છત્ર અમુલ્યછેરે લોલ. ૪
કેસરી ઉપર બેઠી માતકે સહુ આયુધ ધરેરે લોલ,
કોટી સુરજ ઝાંખા થાય કે, લેલાટે આડ કરીરે લોલ. ૫
માને શોભીતા શણગાર કે, શોભા શી કહુંરે લોલ,
માનો શેષ ન પામે પાર કે, હું તે શું લહુંરે લોલ. ૬
માને કંઠે એકાવળ હાર કે શોભે અતિ ઘણોરે લોલ,
માને બાંહે બાજુબંધ કે ચુડો સોના તણોરે લોલ. ૭
હીરા રત્નતણી કંકણીઓ કે ચુનીઓ મઢી અતિ ઘણીરે લોલ;
સાચા મોતીના બાજુબંધ કે મધ્યે છે મણીરે લોલ. ૮

માને કાને કળાફુલ કે નાકે વાળી શોભતીરે લોલ,
માને સેથો પુર્યો અનુપ કે દામણી ઓપતી લોલ. ૯
માને હશે આંગળીએ વેઢ કે ઝાંઝર ઝમઝમેરે લોલ;
કલાં કાંબીને તોડા કે ઝાંઝર ઝમઝમેરે લોલ. ૧૦
માને ચણીઓ ચોળીને ચીર કે ઓઢી ચુંદડીરે લોલ;
માના ચોક વચે સહુ નાર કે ફરે ફુદડીરે લોલ. ૧૧
માને ઘીની બળે છે જોત કે, જોઇ રહી થોભીઓરે લોલ;
માનું તેજ જોઇ મન મોહે કે હું તો લોભીઓરે લોલ. ૧૨
માના દરશનથી દુખ જાય કે પાપ સહુ બળેરે લોલ;
શું કહું મંડપની શોભાય કે મુખમાં અમી ઝરેરે લોલ. ૧૩
માને માનસરોવર સાર કે માંહી અમૃત ભર્યુંરે લોલ;
તેમાં જે કોઇ જઇને નાહ્ય કે તેહનું કામ સર્યુંરે લોલ. ૧૪
શું કહું સ્થાનકની શોભાય કે કામ મીના તણુંરે લોલ;
માનો પુનમે સંઘ ભરાય કે શું વરણુન કરૂંરે લોલ. ૧૫
ફરતી ભગલાને એકડો કે અતિ ઘણી ઓપતીરે લોલ;
માને સનમુખ છે એક વાવ્ય કે સુંદર શોભતીરે લોલ. ૧૬
ત્યાંથી ચલ્યા ઉત્તર માંહ્ય કે સુંદર બાગ છેરે લોલ:
શું કહું આરાસુરની શોભાય કે રચના અથાગ છેરે લોલ. ૧૭
માને સુરનર મુનિજન સેવે કે બ્રહ્મા ધ્યાન ધરેરે લોલ;
માને નીશદીન સનમુખ કે દેવ સ્તુતી કરેરે લોલ. ૧૮
માને ગરબો જે કોઇ ગાય કે નીત્ય પાઠ કરેરે લોલ;
કોટીક પાપ પ્રલય થાય કે તે સેહેજે તરેરે લોલ. ૧૯
માને શેવક જાણી તારો કે કરૂણા કીજીએરે લોલ;
માંજી દીન સેવકની વીનતી કે ઉરમાં લીજીએરે લોલ. ૨૦

માજી ગુણ ગાવા નીશ દીન કે બુદ્ધી આપજોરે લોલ;
સુણી રણછોડદાસની વીનતી કે શરણે રાખજોરે લોલ. ૨૧

---

## કાળીકાનો ગરબો.

અંબેદેવીરે જશ ગાઉ પ્રભુ માહાકાળીરે. ૧
જગ્યાએ વસજો માત પાવા વાળીરે;

સેવક જાણી તાહરો મા. શીર ઉપર ધરજો હાથ. પાવા. ૨
હોંશ હઇડામાં થાય છે મા. ગુણ ગાવાનું છે મન. પાવા. ૩
દયા કરો તમ દાસને મા. તેથી ઉપજે બુદ્ધી પાવન. પાવા. ૪
ગુણ ગંભીર છે તાહરા મા. કહેતાં ન આવે પાર. પાવા. ૫
બાળક બુદ્ધિ શું કરૂં મા. જો હોય તારો આધાર. પાવા. ૬
નવ ગેરી નગરી વિશે મા. ચંપાવતી ચતુરસુજાણ. પાવા. ૭
રામ સરખું રાજ છે મા. મહીં વસે અઢારે વરણ. પાવા. ૮
ત્યાં ચતુર નારીઓ અતી ઘણી મા. નીરમળ છે તેનું મન. પાવા. ૯
ગરબો ખેલે ચોકમાં મા. નવરાત્રી કેરે દીન. પાવા. ૧૦
શણગાર સરવે શોભતા મા. પહેરી હીરાગળ ચીર પાવા. ૧૧
ગુણવંતી ગરબે રમે મા. રાખીને મનશું ધીર પાવા. ૧૨
તાળીની ઝડીઓ પાડે મા. ત્યાં શોભા નૌતમ થાય; પાવા. ૧૩
કોકીલ શબ્દ સોહામણા મા. નવરંગી નારી ગાય. પાવા. ૧૪
તે પળે માતા આવીયાં મા. વીજળીના સરખુ રૂપ; પાવા. ૧૫
સુરજ સરખાં શોભીતાં મા. માએ રૂપ ધર્યું અદ્ભુત. પાવા. ૧૬
રાણીઓ સર્વ ઝાંખી પડી મા. તેજ તણો અંબાર પાવા. ૧૭
રાણીઓ મનમાં એમ ધરે મા. આ આ કો નવલી નાર. પાવા. ૧૮

રૂપ સ્વરૂપે આગળી મા. જેની સોના સરખી કાય; પાવા. ૧૯
મધ્યરાત્રે રાણીઓ પરવરી મા. જઈને વિનવીયો રાય. પાવા. ૨૦
રાણીઓ રાય આગળ કહે મા. સાંભળજો પ્રાણઆધાર પાવા. ૨૧
એક રામા સુંદીર આવી છે મા. જ્યાં બાવનમો બજાર પાવા. ૨૨
બત્રીસ લક્ષણ આગળી મા. તે તો પદમણીનો અવતાર પાવા. ૨૩
તેને જોઈ ત્રીભોવન મોહી રહે મા. તે આગળ નહિ કો નાર પાવા. ૨૪
રાજાને નારી ગમી મા. વળી સુરજ થયો પ્રકાશ. પાવા. ૨૫
તે દિવસ ગયો અતિ દોહલો મા. મનડામાં મોટી હામ. પાવા. ૨૬
વળી રાત પડી દીન આથમ્યો મા. ચોધડીઆં ઠમકે બહાર પાવા. ૨૭
ઘેરઘેરથી સહુ નીસર્યાં મા. ગરબે ગાવા સહુ નાર. પાવા. ૨૮
રંગ મચ્યો સાહેલડી મા. એવામાં આવ્યાં માત; પાવા. ૨૯
ત્યાં રાણીએ દાસી મોકલી મા. રાય આગળ કહે વાત પાવા. ૩૦
ત્યાંથી પતાઈ રાવળ ઉઠીયો મા. જોવાને નવલી નાર પાવા. ૩૧
આવી નીરખી નયણે ભરી મા. વિષય વધ્યો અપાર પાવા. ૩૨
નખ શીખ સુધી નીરખીયાં મા. મુરછાએ પડીઓ રાય પાવા. ૩૩
રાજા રૂપે મોહી રહ્યો મા. નારીશું લાગ્યો નેહ. પાવા. ૩૪
રમતાં રજની વહી ગઈ મા. સહુ વળ્યાં પોતાને ઘેર. પાવા. ૩૫
ત્યારે માત ચાલ્યાં એકલાં મા. પતઈએ જાણી પેર; પાવા. ૩૬
પાપી પુંઠે પરવર્યો મા. માતાનો ઝાલ્યો હાથ; પાવા. ૩૭
માગ માગ મુખથી કહ્યું મા. એવું મુખથી બોલ્યાં માત; પાવા. ૩૮
તારૂં રૂપ વસ્યું હૈયા વિષે મા. હું રાખીશ મારે ઘેર; પાવા. ૩૯
ત્યાં મહેલ ચણાવું માણેકના મા. તેની કોઈ ન જાણે પેર; પાવા. ૪૦
મારે મોહોલે રાણીઓ અતિ ઘણી મા. તેમાં પટરાણી આપ; પાવા. ૪૧
ખાઓ પીઓ ખુશી કરો મા. રૂડી રાજ્ય સરખી રીત. પાવા. ૪૨

ત્યારે ક્રોપ કરીને બોલીયાં મા. તારૂં પ્રગટ્યું રાજા પાપ પાવા. ૪૩
તારૂં રાજ્ય જશે જડમુળથી મા. આવી મળશે તારો હોમ પાવા. ૪૪
ચેત ચેત તું અભાગિયા મા. ત્યાં રોપ્યો રણુસ્થંભ: પાવા. ૪૫
પોઠ ચલાવી પાધરી મા. ભુંડીઓ દરવાજે બંધ: પાવા ૪૬
સુરદાસે રહીને પુછીયું મા. શું ભર્યું છે માલ રસાળ; પાવા. ૪૭
ત્યારે ભુંડી મારી કારમી મા. મોગલા મહીંથી નીકળ્યા દહીત.પાવા. ૪૮
ત્યારે રૂણાચે વાટળીયે સત્ય મુકયું મા. જઈ પતાઈને કહી પેર.પાવા. ૪૯
જુધ મચ્યું જેમ જોરથી મા. ત્યાં થઈ રહ્યો ઉતપાત; પાવા ૫૦
તારે એવું દળ સઘળું રહ્યું મા. તે જુધ થયું છે વરસ બાર પાવા. ૫૧
સેઇ લશ્કર આગળ થયો મા. પછી મેળવીઓ ચકાળ; પાવા. ૫૨
લોહી તણી નદીઓ વહી મા. ત્યાં વરત્યો હાહાકાર. પાવા. ૫૩
તારે પતાઇ રાવળનું પત ગયુ મા. ત્યાં જાણી જુગમાંવાત.પાવા. ૫૪
તારે પતાઇ મનમાં સમજીઓ મા. મુજ ઉપર કોપ્યાં માત.પાવા. ૫૫
કરગરતો રાજા ગયો મા. બેઉ કરજોડી હાથ. પાવા. ૫૬
મુજ ઉપર માતા મહેર કરો મા. દળ સઘળું પાછું જાય; પાવા. ૫૭
મહાકાળી મનમાં એમ ધરે મા. સુજાને આપું સુખ; પાવા. ૫૮
મા તું અનામી રાજીઓ મા. પતાઇનું ટાળ્યું દુઃખ. પાવા. ૫૯
જે ગાયે શીખીને સાંભળે મા. તેની માતા પુરે આશ; પાવા. ૬૦
મા તું ગુણવંતી કાળકા મા. ગુણ ગાય એ ગોકળદાસ પાવા. ૬૧



## ગોરમાનો ગરબો.

ગોરમા ગણપત લાગું પાય કે વીધાત્રાને વીનવુંરે લોલ;
ગોરમા ધરડીને ભરથાર કે, આપો શું મનેરે લોલ,
ગોરમા ધીક ધીક અવતાર કે. શું હું કહું તનેરે લોલ.

ગોરમા રણુ      ધી મુજ તાત કે, મા મારી પાપણીરે લોલ,
ગોરમા સંસાર કીધો સરપ કે, સજે થઇ સાપણીરે લોલ,
ગોરમા   છું નાનું બાળ કે, પીઉ ઉંટીઓરે લોલ,
ગોરમા દીઠે પડે જે ફાળ કે, મુરખ છે બુઠ્ઠાઓરે લોલ.
ગોરમા મારૂ થયું જોબન કે પીઉ ઘરડો થયોરે લોલ,
ગોરમા હું કરૂં કોકીલ શબ્દ કે, પીઉ તો સુઇ રહેરે લોલ,
ગોરમા મુજને થયાં વરસ સોળ કે, પીઉને એંશી થયાંરે લોલ,
ગોરમા દીઠે જાણું જક્ષ કે, બુધ સઘળી ગઇરે લોલ,
ગોરમા શિયાળાની રાત કે સરદ સોહામણીરે લોલ.
ગોરમા વૃદ્ધ પીયુની જાત કે, દીસે બીહામણીરે લોલ
ગોરમા રજની રમવા ઇચ્છું કે આંસુ અંખડીરે લોલ.
ગોરમા ચેન કરતો બોલે કે અહી લાકડીરે લોલ,
ગોરમા શિયાળાની રાત કે સ્વાદ હોય અતિ ઘણોરે લોલ,
ગોરમા રજની વિતિ એક કે, આજ મારે આખડીરે લોલ,
ગોરમા કંટક તનમે બડકે કે, ડોહો કેમ મરેરે લોલ,
ગોરમા નવરાત્રીના દીન કે, સરદ સોહામણીરે લોલ,
ગોરમા દુરબળ મારો કંથ કે, દીન જાય દોહલારે લોલ,
ગોરમા વિજયાદશમી દિન કે, સહુ શણગાર સજેરે લોલ,
ગોરમા મારે ઘરડો કંથ કે ધીક અવતારનેરે લોલ,
ગોરમા સહુને મન દિવાળી કે મારે મન હુતાસણીરે લોલ,
ગોરમા માના કરમના ભોગ હું નિસાસણીરે લોલ,
ગોરમા રાત દીવસ ન દેખું કે જાણું દવ બળેરે લોલ,
ગોરમા મુજ સરખો પુરૂષ દેખું કે મન મારૂં બળેરે લોલ,
ગોરમા મારા કાળા કેશ કે, એના ધોળા થયારે લોલ.

ગોરમા હું થઇ જોબન વેશ કે, તન મારૂં બળેરે લોલ,
ગોરમા મોઢે આવે લાળ કે, નેત્રે નિર ઝરેરે લોલ.
ગોરમા હું નારંગી જેવી કે, તન મારૂં બળેરે,
ગોરમા સેજ બિછાવે પુષ્પ કે, તે દેખી ડરેરે લોલ.
ગોરમા સાસ ઉદ્રસને પીડ કે, પીઉ ઊંઘે સવેરે લોલ,
ગોરમા આભુષણ પહેરૂં અંગ કે વસ્ત્ર બહુ ભાતનારે લોલ,
ગોરમા મીથ્યા થયો અવતાર કે, અસ્ત્રી જાતમાંરે
ગોરમા શું આપ્યો અવતાર કે નાગરી નાતમારે લોલ.
ગોરમા સુખ ન પામી એક કે, દુઃખ બહુ ભાતનારે લોલ,
ગોરમા જેને જોબન કંથ કે પુન્ય કીધાં હશેરે લોલ,
ગોરમા મેં કીધાં બહુ પાપ કે, હું વ્રુદ્ધની વહુરે લોલ.
ગોરમા ઓરીઓ ન વિત્યો એક કે, અધરણીની રીતનોરે લોલ,
ગોરમા પુરૂષ ન દીઠો એક કે, પુરી પ્રીતનોરે લોલ,
ગોરમા શીવજી પુજું સદાય કે, પામુ જોબન ધણીરે લોલ,
ગોરમા મન મારૂં વ્યાકુળ કે, એનું કેમ ગળ્યુંરે લોલ.
ગોરમા કામી દેજો કંથ કે, ભય ભાગે સહુરે લોલ,
ગોરમા નહોતી સાસુ નણંદ કે, તો જીવતી રહુંરે લોલ;
ગોરમા પીઉજી આવે ઘેર કે, હું ભમતી ફરૂંરે લોલ,
ગોરમા લાવ્યા એરજ વસ્ત્ર કે, હું તો શું કરૂંરે લોલ.
ગોરમા દુઃખનાં ઉગ્યાં ઝાડ કે મુકયાં પાળવારે લોલ,
ગોરમા હું સંપુર્ણ કુંભ કે મારી જાળવેરે લોલ.
ગોરમા લોક સાથે કરૂં હોંશ કે મ. મારી વાતતીરે લોલ,
ગોરમા જતાં દેતી ફાંસી કે વીખ દેઇ મારતીરે લોલ.
ગોરમા પઉજી પોહોડયા બહાર કે જાણે થઉ સતીરે લોલ.

ગોરમા હવે મરૂં સત્ય કે, જે કરમની ગતીરે લોલ.
ગોરમા વિનતી કરૂં છું એક કે જે કરમ તણી પતીરે લોલ,
ગોરમા કરજોડી લાગુ પાય કે, સમર્થ દેજો પતી રે લોલ.
ગોરમા વિનતી કરૂં છું એક કે, આજ મુકી આંમળોરે લોલ,
ગોરમા સઉને દેજો જોડ કે, માતા કરૂણા કરીરે લોલ.
ગોરમા કામી દેજો કંથ કે વલ્લભ કહે કરગરીરે લોલ.

## બાળ લીલાનો ગરબો.

કુંવરને વારોને વ્રજરાણી ટેક.

સહુ વ્રજનાર મળને આવી, શ્રી યશોદાજીને ધામેરે,
લાડકવાયો પુત્ર કર્યો કયમ, વસીએ ગોકુળ ગામ. કુંવર. ૧
એક કહે જળ ભરવા જાઉં ત્યારે ઘરમાં પેસે ગીરધારીરે,
માનશો નહિ પણ માડી કહું તમે, સાંભળોને ગતિ મારી. ૨
સાંચ્યું સંતાડયુ હોય જે મારૂં, તે ક્ષણુ શોધી કહાડેરે;
પોહોંચે નહિ તો પીઢો માંડીને, તેથી ન પહોંચે તો પાડે. ૩
ત્યારે માતાજી એમ બોલ્યાં તમે, તમે ચતુર થઇ ક્યાં મુકોરે;
જ્યાં એની દ્રષ્ટે પડે નહીં વસ્તુ ત્યાં અંધારે મુકો. ૪
યશોદા શું વિનંતી કહે વાણી, મુકી જોયું અંધારા માંહેરે,
એની શી ચિંતા થાય અજવાળું, જઇ ઉભો રહે જ્યાંય. ૫
કૃષ્ણ માતા એણીપેરે બોલ્યાં ઘેલી ગોપી શીદ શોચે,
નહિ માખણુ ઉંચું શીકે મુકો, ત્યાં બાળક નહિ પહોંચે. ૬
તવ બોલી એક બાળા આવો, હું શીકાની ગત દેખાડુંરે,
શાણા સુતનાં જુઓ પરાક્રમ, થાય અંતર ટાઢુંરે. ૭
લાકડી લઇ ઉખલપર ચઢીને, શીકેથી લઈ સહુ ખાયરે,

સખીને આપે તેથી તે વધે તો, મારકણડાંને પાય. ૮
માતા કહે એ બળથી ન પહોંચે, એવું ઉંચુ તમે બાંધોરે,
મહી તણું મુખ વસ્ત્ર બાંધી, સોય દોયડે સાંધો. ૯
હજુ તમો પણ લક્ષણ લાડકવાયાનાં ન જાણો માતરે,
ઘરમાં ગરીબ એ બારણે બીજે, વિને તે જાણે વાત. ૧૦
એક સખીની ખાંધે ચડીને, અતિ ઉંચું પણ થાએરે,
તેથી ન ફાવે તો દોણી કરે કાણી, ધાર તળે મુખ રાખે. ૧૧
ત્યાં માતાજી કહે બાળકો, હું કઈ રીતે ખોળુરે;
મહી માંખણ મુકી મજુષમાં, દોની ત્રિયા તમે તાળું. ૧૨
એક કહે માડી એમ કરે તો થાય છે બમણું જાનરે,
ખાવા ન પામે ત્યારે ખીજી દે ગાળો, ભાગે પાત્ર બહુ કાન. ૧૩
કંઠ ન ચડે તો છોડે વાછરડાં, વેળા વિના ધવરાવેરે;
સુતા બાળકને જઇ જગાડે, ચુંટીઓ દેઇ રડાવે. ૧૪
એવું સુણીને કહે રાણીજી, દઇશ શીખામણ બાઇરે;
મંદીરમાં પેઠો દેખો તો, લાવજો એને સહી. ૧૫
અરે માત મેં એક દીવસ તો, સંતાઇ આવતો હેર્યોરે;
પેસી સદનમાં ખાવા વળગ્યો, એટલે જઇને ઘેર્યો. ૧૬
મેં કહ્યું ચોર આજ આવ્યો હાવે, નહી જાવા દેઉં અહીંશરે;
મરડી મુછ એણે કહ્યું મુજને, હું જઇશ તું જોઇ રહીશ. ૧૭
કરી કળા એમ તો મહી ભર્યું મુખ, એટલે જઇ મેં ઝાલ્યો;
કર્યો કોગળો મારી આંખમાં, હું ચોળવા રહી એ ચાલ્યો. ૧૮
એક કહે મેં ઝાલ્યો તો આજ, તો પણ એ નવ ગાંઠયોરે;
તોડી તુજ મુક્તાફળ માળા, હું વીણવા રહી વહાલો નાઠો. ૧૯
એટલામાં એક અબળા આવી, કહ્યું જુઓ લાવી ઝાલીરે;

છેડો ઉઘાડે તો પુત્ર પોતાનો, લજવાણી પડી ઠાલી. ૨૦
એવે યશોદાજી બોલ્યાં, હાવાં સાચાં સહુ હોશોરે;
મારો વાલો મારા ઘરમાં પોઢયો આવશે જાગીને જોશો. ૨૧
એવું કહેતાં પ્રભુ આંગણે આવ્યા. નંદ્રામાંથી ઉઠીરે;
યશોમતિ કહે જુઓ આ મારો બાળક યુવતિ તમે સર્વે જુઠી. ૨૨
એમ કટાક્ષ કરી સહુ કામની, સામું શ્રીકૃષ્ણે જોયુંરે;
લોટ પોટ થઇ ગઇ સહુ લલના, પ્રીતમ મન પરોવ્યું. ૨૩
સામા સામી લોચન મળતાં, કરી સમસ્યા છાનીરે;
સર્વે કહ્યું આવજો મારે મંદીર, મોહને લીધું માની. ૨૪
ગોપી ગોવીંદની ગત ન્યારી, શું જાણે સંસારરે;
હૈયે હેતને વદે વદનથી, કોણ લહે તેનો પાર. ૨૫
શીખે સાંભળે ગાયે ગરબો, શ્રીકૃષ્ણ બાળ ચરિત્રરે;
દોલત પ્રભુ પ્રસન્ન થાયને પાવન થાય પવિત્ર. ૨૬



## મુંબઇ સુરતનો ગરબો.

સારૂં સારૂંરે સુરત શહેર મુંબાઇ અલબેલી;
માંહી બાલાજીની મેહેર, મુંબાઇ અલબેલી. ટેક.
સાત માળની મેડી ચણાવી, માંહી બેઠાં શેઠાણીરે;
ચાકર મહેતા મજરે ચાલે, વાણીઆની બઇયર રાણી. મું. ૧
મુંબાઈ ગણી સહુ ઠકરાણી, ભરે બેડે ન પાણીરે;
કાવડીઆ તો પાણી આણે, પાયે પાણી શેઠાણી. મું. ૨
મુંબઇમાં કહ્યાં સાંકળાં, કંઠલીનો નહી પારરે;
મુંબઇ શહેરના શાહુકારોને દેવાળાની શી વાર. મું. ૩
સુરતની તો સાડીયોને ઉપર કસબી કોરરે;

મુંબઇ શહેરમાં કાપડીઆને કોઇ માં દેશા ખોડ. મું. ૪
મુંબઇ શહેરમાં ઘણી ગાડીઓ, બગીઓનો નહિ પારરે;
સાંજ ફજર સૌ ફરવા નીકળે, વાડી ઝાડી લઇ બહાર. મું. ૫
મુંબઇની તો મારકીટમાં, સુખડીઓ વેચાયરે;
તેથી મહીમનો હલવો સારો, સૌ લેવા મન ચહાય. મું. ૬
મુંબઇમાં તો સરવે સુખ પણ ત્રણ પાંતીનું દુખરે;
આડું મોઢું બળતણુ મોઢું બંદર જાવું મુખ્ય. મું. ૭
મુંબઇના પાન બીડામાં સોપારીનો કકૅકારે;
સાઠ વરસની ઘરડી ગાડર તોય ન મુકે લટકા. મું. ૮
અમદાવાદી હરામજાદી ખંભાતી ગોજારીરે;
વડોદરાની વાંકી નારી સુરતની બલિહારી. મું. ૯

## વડોદરાનો ગરબો.

ધન ધન ધનરે વડોદરૂ શહેર રૂપે રંગીલું. ટેક,
રૂપે રંગે છેલછબીલું અલબેલું અપારરે;
વડોદરાનું વર્ણન કરતાં સુણજો નરને નાર. રૂપે. ૧
બહારપરાની વસ્તી ભારી શોભાનો નહી પારરે;
વીનવતામાં વર્ણજ વીતે પરાં બાર બજાર. રૂપે. ૨
આકુતપરૂ અડાણિયું, ને કામુપુરમાં ગોખાનુંરે;
ફોગટીયા સઉ ફતેપરામાં દેવાળીયાનું ઠેકાણું. રૂપે. ૩
સરશીઆની પાળજ ઉપર, જેઠીનો અખાડોરે;
અજબૂબા અલમેલી ઉભાં, પાછળ ગોસાઇવાડો. રૂપે. ૪
સરસનાથ છે સામી પોળે, વાઘડા વાડી ત્યાંયરે
અજબ તળવની પાળે બેઠને ચાલ્યા અધડમાં જાય. રૂપે. ૫
લાલ દરવાજે બંબાખાનુ, વાંહરીયો ગુરજરે.

મીયાં મહમદની વાડી જાણે, ઝળકી રહ્યો સુરજ. રૂપે. ૬
હાથીયા ખાણુને દરવાજે, કાંધ હઠીલો હનુમાનરે;
રામતળાવની પાળ ઉપર રામેશ્વર ભગવાન. રૂપે. ૭
ચોહ્ટા દરવાજે થઇને, સીધવાએ જવાયરે;
અજારાજાના દરવાજા સામી, ચોખંડી કહેવાય. રૂપે. ૮
મરદાબાગીએ થઇને ચાલ્યા, કરવા રૂડુ કાજરે.
લકડપીઠું મદનઝાંપો, ગોસાઇજી માહારાજ. રૂપે. ૯
સીધનાથનાં દર્શન કીધાં, આવી ઉંચી પોળરે;
ચોરને બેઠા ગરદન મારે બેસાણ્યા બાગોળ. રૂપે. ૧૦
અકું પડેછે બાલાજીનું ડાડીયુ બજારરે.
સક્કર કુંધને ઝાંપે રૂડો લાલ નામ સરદાર. રૂપે. ૧૧
આનંદપરામાં આવીયાને રાવપુરાને ઝાંપેરે.
દાન દક્ષણા રૂડી થાએ ગણુપતરાવ ત્યાં આપે રૂપે. ૧૨
ઉભી બજારની શોભા સારી આવી ખારી વાવરે
સન્યારૂપ છે રગે રૂડુ સુરસાગર તળાવ. રૂપે. ૧૩
વડી વાડી ઘીના કાંટે નાગરવાડો વિખ્યાતરે.
આદીત્વારે દરશન કીજે બેઠી બહુચર માત. રૂપે. ૧૪
ઉભે ચોકે લીમડી બજારે રુડી શોભા થાયરે.
મૃદંગ વાગે નારી નાચે ઝીણે કંઠે ગાય. રૂપે. ૧૫
નીજામપરૂ ભુતડીને ઝાંપે રોકડીઆ હનુમાનરે.
સુરસાગર ગોઘાટ દરવાજે ત્રણુજ છે કમાન. રૂપે. ૧૬
શહેરની સર્વે રચના દીઠી શોભાનો નહી પારરે.
હાથી ઘોડા પાલખીઓ ને વાંકડીઆ અસવાર. રૂપે. ૧૭
ચારે દીશામાં ચારે ચોટાં વચ્ચે માંડવી ચોકરે.

ઉંચા મહેલ મેડીને અટારી છજાં ઝરૂખાને ગોખ. રૂપે, ૧૮
માડવોને કમાન ચોપાસે ચતુર કરે વેપારરે.
કાછીઆ દુકાનો માડે ઉભી હાથી હાર. રૂપે. ૧૯
ચોપાટ જોવા ચારે રસ્તા સરખા સરખી ઓગરે.
પાણીને દરવાજે બેઠાં વાઘ કરે કલોલ. રૂપે. ૨૦
રાજે તળાવની સુંદર શોભા જોતામાં મન મોહેરે.
નારી સૌ જળ ભરવા જાએ નૌતમ રચના હોય. રૂપે. ૨૧
રામપરો દરવાજો કહીએ દેરૂ છે સનમુખરે;
પરમેશ્વરનાં દર્શન કરતાં જાય જનમનાં દુખ, રૂપે. ૨૨
લહેરીપુરાની લહેર કૈથી શોભા છે ભરપુરરે.
સુરસાગર રત્નાગર જેવું વાગે બહુ રણતુર. રૂપે ૨૩
ચોથો દરવાજો ચાપાનેરો શારલીઆની વાટરે,
વિસ્તારીને વર્ણન કીધું ચોક પોળને હાટ. રૂપે. ૨૪
નજર નિરખ્યુ મન હરખ્યુ પ્રભુ થાય પ્રસન્ન રે.
નરસંહિજીની પોળમાં નરહરીનાં દર્શન, રૂપે. ૨૫
રાજરાજે રણછોડજીને મહાલક્ષ્મી મુજ માતરે
ગોરધનનાથ બળદેવજી ચાલો પુંડરીનાથ. રૂપે. ૨૬
બલખાતખાનું જનાનખાનું દીવાનખાનું પાસરે
ધરમતણી તો ધજા ફરે છે ઉંચા મહેલ આવાસ. રૂપે. ૨૭
ઘણી કારીગરી કચેરીમ જાતજાતના રંગરે,
નૌતમ નારી નાચ કરે છે કેમળ તેનાં અંગ. રૂપે. ૨૮
તરેહવારનું ટંકારખાનું, ગોવીંદરાવનો મેહેલરે,
ગાયકવાડના મહેલ આગળ શોભા સઘળી સેહેલ રૂપે. ૨૯
દાદાસાહેબ ને નાના સાહેબ બાવા સાહેબ મહારાજરે,

ગણપતરાવ ઘણું જીવજોને, અખંડ રહો આ રાજ રૂપે. ૩૦
લાડ મોડ શીગોડ નાગર; દશા વીશા વણીકરે,
સોની સાળવી સુતાર છીપા, દરજી ઠીક ઠીક. રૂપે. ૩૧
પુના સતારા મુંબઇ જોયું, પુર્વ પશ્ચિમ દેશરે;
ઉતરતાં ઉદેપુર જોયું, પૃથ્વીના નરેશ રૂપે. ૩૨
બુંદીકોટા દીઠુ દીલી ને દીઠો ગઢ ગીરનારરે;
સુરતને અમદાવાદ જોયું, કઠણ કિલ્લો ધાર રૂપે. ૩૩
બલીહારી હું વડોદરાને ધનધન નરને નારરે;
વીર ક્ષેત્ર જેને જોયુ ભાઇ, તેનો એળે ગયો અવતાર રૂપે ૩૪
વાંકી નારી વડોદરાની મહારાજાને રકરે;
મૃગ્યાનેણીને ગજગામીની, વર્ણીઓ આડો આંક રૂપે ૩૫
શાહુકારોની દુકાને ઘરે, ધરમ તણો અવતારે;
ખુશાલચંદને શામળ બહેચર, લલુભાઇ શાહુકાર રૂપે. ૩૬
રતનજી કહાનદાસ કહીએ, બાંધી પુનની પાળરે;
હરીભક્તિનો મહીમા મોટો, બીજા ભાઉ મેરાલ રૂપે. ૩૭
રંગીલો જે ગરબો ગાઇ રંગીલા નર નારરે;
રંગીલી તો મહારાણીઓ ગાવે, રંગભેર શોભા થાય રૂપે. ૩૮
સંવત ઓગણીશ પાંચમાં તે સતરસે રીતેરરે;
નવરાત્રીમાં વરણન કર્યું વડોદરૂ જે શેહેર રૂપે. ૩૯
સહુ કવિને કરૂ વિનતી, કાઇ માં દેશો ખોડરે;
વડોદરાની રક્ષા કરજો, દેવા ને રણછોડ રૂપે. ૪૦
ભગવત વાણી સાચી જાણી, મનમાં આણી ભાવરે;
વડોદરાના ગરબો ગાતા, સહુ જન સુખીયા થાય રૂપે. ૪૧
મીજમાની મનગમતી કરતા, જાય શોખી જનરે
મસ્તુઆગનો પંડો જાણે ઇંદનું ઇંદ્રાસન રૂપે. ૪૨

## મહાકાળીનો ગરબો.

મા તું પાવાની પટરાણી કે, કાળિ કાળકારે લોલ
મા તારે ડુંગરડે ચડવું તે અતિ ઘણું દોહલુંરે લોલ
મા તારી પ્રદક્ષણા કરવી કે, વરણન શું કરૂંરે લોલ;
વિશ્વામિત્ર તપ કરવા બેઠા કે, કેવળ મુની થયારે લોલ
આવું રૂડું ચડિકુ ચાંપાનેર કે, ચઉટે ચઉદ મળ્યારે લોલ
ત્યાં કાંઇ ગાતાતાં ગરબા કે માજી આવીયાંરે લોલ
રાયે છેડલો ઝાલ્યો હાથ કે માજી પ્રસન થયારે લોલ
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાર કે હાથી ઝુલતારે લોલ
માગ્ય માગ્ય કુટુંબ કુશળ ક્ષેમ કે જંજાળ અતી ઘણીરે લોલ;
માગ્ય માગ્ય ગુજરાત સરખી ગાદીકે અંદર બેસણુંરે લોલ.
માગ્ય માગ્ય નવખંડનાં રાજા કે ચાંદો સુર્ય તપેરે લોલ.
માગુ માગુ એટલું વરદાન કે મારે મોહોલે પધારીએરે લોલ
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગીયું લોલ,
આજથી જદેને ૭ માસે કે મુળ તારૂ જશેરે લોલ
એમ કહી માતા થયાં અલોપ કે, પાનો હાથ ઘસી રહ્યારે લોલ,
મુગલે ચઢાવી છે ફોજ કે પાવાગઢ ઘેરિયોરે લોલ,
દરવાજે ઉભા દરવાન કે કોઇને પુછીયુરે લોલ
રાજાજીએ ખોદાવ્યું તળાવ કે પાણી નવ નિસર્યુંરે લોલ.
મુગલે ખોદાવીયું તળાવ કે જળ દુધે ભર્યુંરે લોલ
માજીનો આવો છે મહિમાય કે. કવિ નવ કહી શકેરે લોલ.

## બહુચરાજીનો ગરબો.

બાળઘારી બહુચર માત જોવાને જઇએ. ટેક
જોવા જઇએ સુખીયાં થઇએ. આરાસુરમાં રહિએરે;

આપ આપણા મનની વિનતી જઈ બહુચરને કહીએ; જોવા. ૧
આરાસુરમાં અંબા બિરા ?, પાવાગઢ માહાકાળીરે;
દક્ષિણમાં તુળજા ભવાની, ચુંવાળ બહુચર બાળી. જોવા. ૨
માને પારે હવન થાય ને ચીર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ બેઠા વેદ ભણેછે, માનુની મંગળ ગાય. જોવા. ૩
માને પારે જે કોઈ આવે, તેની પુરે આશરે.
કરજોડી જન વલ્લભ કહે મા, હું છું તારો દાસ. જોવા. ૪

---

## રેલ્વે ગાડીનો ગરબો.

ગાડી આવી ગુજરાત, અમન કેરી ગાડી આવી,
ગાડી આવી હિંદુસ્તાન, અમનકેરી ગાડીરે આવી,
પાણી છાંટે ઠામો ઠામ, છાંટતાં તો ચાળા કરેછે;
દીવા બળે સારી રાત, સીપાઈઓ તો ચોકી કરેછે
**સાખી**—સરસ્વતી સ્વામીને વિનવું, ગણપત લાગુ પાય;
ટોપીવાળા તારા રાજમાં, તારૂ કાંઠળીયું ફરી બંધાય.
અમનકેરી ગાડીરે આવી. ૨
ગાડી તારાં બેસણાં, ઈંદ્ર તણાં વૈમાન;
આંકડે આંકડો મેળવ્યો, તેનો ઘડનારો ચતુરસુજાણ.
અમનકેરી ગાડીરે આવી, ૩
ગાડી આવી ઘંટ વાગીઓ, ટીકીટ કરાવા જાય;
ઘડી એકનો વિલંબ પડે, તે તો ટીકીટ વિના અથડાય.
અમનકેરી ગાડીરે આવી. ૪
સ્ટેશન આવે ઘણાં, બરફી પેંડા વેચાય;
મોટા ઘરની શેઠાણીઓ, તે તો ગાડીમાં બેસી ખાય.
અમનકેરી ગાડીરે આવી. ૫

ટેશન ઉંચા ઘણાં, દુર થકી દેખાય,
બાગ વચ્ચે એક બંગલો, તેની શોભાનો નહી પાર;
અગનકેરી ગાડીરે આવી. ૬
અમદાવાદની દીકરી, મુંબઇ તેનું મોસાળ;
સુરત તેનું સાસરૂં, તેનો સાંજે સંદેશો જાય. અગનકેરી ગાડીરે આવી. ૭

## અમદાવાદનું વર્ણન

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરીનેરે—એ રાગ
અમદાવાદ નામે આજ શેહેર છે સારૂંરે;
રાજા અંગ્રેજ કેરૂં રાજ, પ્રજાને પ્યારૂંરે; ૧
ચૌટા વચ્ચે માણેચોક. શોભા છે સારીરે,
વસે લક્ષપતિ બહુ લોક, વડા વેપારીરે ૨
નદી સાબરમતી વહે નીર, શેહેર સમીપેરે;
દેવતાઓના તેને તીર દેવળ દીપેરે. ૩
એવી જુગતીઓ જોતાં અનેક મન લાગે મીઠુંરે;
પણ અચરત મોટું એક, દૃષ્ટિએ દીઠું રે. ૪
તીથી તેરશ પેહલે પક્ષ, અશાડી આવેરે;
ત્યારે ગોર પુજાનો લક્ષ, છોડીઓ લાવેરે. ૫
દીન પાંચ લગી એક અંન મોળું જમેછેરે,
મોટો હર્ષ ધરીને મન, રોજ રમેછેરે, ૬
પુજે વાવી જવારા ઘેર. ગોર રીઝાવારે
જાએ પ્રીતે મળી બહુ પેરન દીએ નાહાવારે. ૭
અન્યો અન્ય કરે ઉદ માત, નઠારૂં બકેછેરે,
ગઇ ગોર પુજાની વાત, છાકી છકેછેરે. ૮
જેવી હોય હોળાની ઘેર, એથી અતીશેરે;

બોલે ભડવાની પુત્રીઓ પેર, દુષ્ટતા દીસેરે, ૯
તેનાં માત પીતાને ભાત. પુરાં હશે પાજીરે;
જ્યારે સાંભળતાં હશે વાત, થતાં હશે રાજીરે. ૧૦
કોઇ સાહેબ એવી વાત, દેખે એવી રીતેરે;
તેની માત પિતાની જાત પુછેછે પ્રીતેરે. ૧૧
તારે કેવી વધે છે લાજ, મળે શાબાશીરે;
એવા નીરલજ લોકો આજ. શહેરના વાશીરે. ૧૨
કરૂ વિનતી સમાચાર; શ્રવણે ધરજોરે;
તેનાં નામ લખી સરવ પત્ર. ઝાહેર કરજોરે. ૧૩
ઘણી નીંદાના લખજો શ્લોક, દેખાડજો નીતીરે.
જેથી લાજ પામે તે લોક, તજે તે રીતિરે. ૧૪
હવે કહુંછું જોડીને હાથ, વીરેકીને ગમવારે,
એવી નિર્લજ છોડાઓ સાથ, ન જાતું રમવારે. ૧૫
લઇ ગોર પુજાનું નામ, કામ એ કરવુંરે;
મોટું પાપ ઠરે એ ઠામ. દીલમાં ડરવુંરે. ૧૬
ઘણો મોટો હરખ મનમાંહી, વ્રત દીન જે દીરે;
પણ કુટવા રોવનું કાંઇ, ન કરવું તે દીરે. ૧૭
છોટપણામાં પડે જે ટેવ, ટળે નહી ટાળીરે;
માટે નીતિ શીખો તતખેવ, બોલો સંભાળીરે. ૧૮
કદી પુરીએ નહી કોઇ ઠામ. સાહેલી જુડીરે;
લઇએ પરમેશ્વરનું નામ, પ્રભાતે ઊઠીરે. ૧૯
પતી માત પીતાની સેવ, નોડે કીજેરે;
જેથી દલપતરામનો દેવ, દીલમાં રીઝેરે. ૨૦



# ભાગ ૩ જો.

## ( બજરંગી હનુમાનનો ગરબો. )

અંજનીનો જાયો હનમાનરે સમરૂં બજરંગી
એને ચઢેછે તેલ સીંદુરરે સમરૂં બજરંગી;
મારા રામ તણા રખવાળરે, સમરૂં બજરંગી,

### સાખી

શનીવારે કરૂં તમારી સ્થાપના, ને ભોમે કરૂં ભોવન;
કપુરે ઉતારૂં તમારી આરતીરે, એવા સકળ સ્વરૂપ હનમાનરે. સ૦ ૧
માતાજીનાં વચન સાંભળીને, બાપના પળવા બોલ;
અજોધાનું રાજ મુકી રામ લક્ષમણરે, ભોગવીયાં વનવાસરે. સ૦ ૨
રામે રથ જોડીઆને, સીતાને લીધાં સાથ;
વનનાં વનફળ પહેરીઆંરે સાથે ચાલ્યાછે લક્ષમણ વીરરે. સ૦ ૩
વનમાં જઇ મઢી કરીને, ત્યાં પુર્યાં છે વાસ;
લક્ષમણ સરીખા બંધવા નહી મળેરે, તમને ફળનું લાવી
આપનાર કોણરે સ૦ ૪
રામ ખોડે તળાવડીને લક્ષમણ બાંધે પાળ;
સોના કેરે બકુલેરે સીતા, ડમરોને મરવો પાયરે સ૦ ૫
સીતાની વાડીમાં ડમરોને, મુગલો ચરીચરી જાય;
કાલે મરાવું પેલા મૃગનેરે, મારાં કાચાં તે વનફળ ખાયરે સ૦ ૬
મૃગ મારી કરમોને. તેની પડાવું છાલ;
તેનો સીવડાવું કંચવોરે, હું તો હીંડું ચમકતી ચાલરે. સ૦ ૭

મરીચી મૃગ થઇ આવીઓને, રાણીને લાગી રઢ;
હો મારા રામજીરે. કંથ કાંચળડી સીવડાવોરે. સ૦ ૮
સુતર ભરેલો કંચવોરે ચામડાની શી રઢ;
આપણા સ્વારથને કારણેરે પેલા પશુના શીદ લેવા પ્રાણરે સ૦ ૯
સીતા કહે નહી પીયરીએ ને, નહી માને મોસાળ:
નથી મારે કંથ કલ્યાંમરાને મારા મનની કોણપુરે આશરે. સ૦૧૦
ભાથામાંથી બાણ કાઢી અને, રામજીએ લીધાં હાથ;
મૃગ મારવા રામ સંચર્યારે, મુકી સીતાને લક્ષ્મણ સાથરે. સ૦૧૧
પહેલું બાણ રામે સાંધીયુંને, વાગ્યું મૃગ શરીર,
મૃગ મરતાં પોકારીઓરે, ધાજો ધાજો લક્ષ્મણ વીરરે. સ૦ ૧૨
સીતા કહે તમે સાંભળોને, બોલાવે તમ વીર;
લક્ષ્મણ કહે છે ખોટી વાત છેરે, કંઇ કપટ જેવી વાતરે. સ૦ ૧૩
કપટ છે તમ દીલડાં વિશે હું સમજી આ વાર,
ભીડ પડી બંધવને વન વિશેરે તમે બેઠા કરો વિચારરે. સ૦ ૧૪
કુદ્રષ્ટી મુજપર તમ તણીને, તેમાં નહી સંદેહ;
જાણ્યા તમને લક્ષ્મણ દીયરારે, જાણ્યાં પાપ તમારાં આજરે. સ૦ ૧૫
સીતાના વચન વાગ્યા હૃદે વિષેને ચઢી લક્ષ્મણને રીસ;
વાડીને ફરતી ચોકી મુકીનેરે, ચાલ્યા ત્યાંથી તે તો દીસરે. સ૦ ૧૬
ધુપ પડે ધરતી તપેરે, જોગી ઉભો બાહાર;
સત્ય પાળવાને કારણેરે, ભીક્ષા આપો હો રામકેરી નારરે. સ૦૧૭
આપવી હોય તો આપો મનેરે નીકર મુખે કહો નાથ;
વાર થાય મને ઘણી મારો સંગ કેદારનાથનો જાયરે. સ૦ ૧૮
ઉંચી મેડી આકાશમાંને નીચા સરોવર ઘાટ:
સીતાને રાવણ હરી ગયોરે; પછી મઢીમાં ઉડે છે કાગરે સ૦ ૧૯

રાવણને જોઈ સીતા સતી, કરતાં ઘણો વિલાપ;
ન કહેવાનાં વચન લક્ષમણને કહ્યાંરે; લીધું પાપ માથે અમાપરે. સ૦ ૨૦
સત્ય વચની સત્ય બંધવા ને, સત્યનો પાલનહાર;
આગળ સુધી મારી પોંહચી નહીરે. ઘણા કર્યા તીરસ્કારરે. સ૦ ૨૧
નીચ બુધી સ્ત્રી જાતનીરે, નહી મનમાં કંઇ વીચાર,
પોતાના સ્વારથને કારણેરે કરે પુરૂષ ખુવારરે, સ૦ ૨૨
મૃગ મારી રામ આવીઆને આડો ઉતર્યો સાપ;
ઓ મારા બંધવારે આજે વિપ્રીત દીસે કાજરે. સ૦ ૨૩
ધનુષ મેલ્યાં ઢુકડાંને, બાણુજ મેલ્યાં બહાર;
ઓ મારા ગુસણુ બંધવારે, ગઈ સકુળનીજ નારરે સ૦ ૨૪
મેં જાણ્યું લક્ષમણુ સુલક્ષણોને સારાં કરશે કામ,
ના માર્યો વનમાં મૃગલોરે, નવ રાખી સકળ નીજ નારરે. સ૦ ૨૫
કુવા ઢાંકણ ઢાંકણુને ખેતર ઢાંકણુ વાડ;
આપનું ઢાંકણુ બેટડોરે, ઘરનું તે ઢાંકણુ નારરે. સ૦ ૨૬
રામ રૂવેને લક્ષમણુ રીઝવેને, ના રોશો મારા વીર;
બીજી પરણાવશું સુંદરીરે તેનું નામ ધરવીશું સીતા નારરે. સ૦ ૨૭
જળ જળ કમળ ના નીપજે, વન વન ચદન ન હોય;
સતી સીતા એક છેરે, એવી ઘેર ઘેર સીતા ના હોયરે. સ૦ ૨૮
રામ રૂવે લક્ષમણુ રૂવે રૂવે પંખી જન,
ના રૂવે હનમાન એકલારે, એમને સીતા લાવ્યાની ઘણી હામરે. સ૦ ૨૯
રામે બીડાં આપીઆંને, હનુમાને લીધાં હાથ;
આગ્નાં હોય તો ઉડીયેરે તેડી લઇ આવું સીતા માતરે. સ૦ ૩૦
ત્યાંથી હનુમાન ઉડીયાને, પડયા લંકાની માંય;
જોયાં ચોરાશી ચઉટાંને જોયાં બાવન બજારરે. સ૦ ૩૧

જોઇ રાવણુની રાણીઓને જોયા રાવણુના મહેલ;
જોઇ રાવણુની મેડીયોરે, પછી દીઠાં છે સીતા માયરે સ૦ ૩૨
વાડીમાં જઇ વનફળ લાવતાને, તેનો કરતા અહાર;
લીધી વાડી સુની કરીરે, પછી દીઠાં છે સીતા માયરે. સ૦ ૩૩
ક્યાંથી તમે અહીં આવીયાને, શું છે તમારૂં નામ;
કોણે તમને મોકલ્યારે, અહીં શું છે તમારે કામરે સ૦ ૩૪
રામે અમને મોકલાવ્યાને, હનુમાન મારૂં નામ;
પંચવટીથી અમે આવીયારે, મારે શોધ લેવાનું કામરે. સ૦ ૩૫
આમળ દરીયો જળ ભરીયોને ત્યાં રાક્ષશનો ભોય;
શી રીતે તમે આવીયારે, શાથી પહોંચી તમારી હામરે. સ૦ ૩૬
સાત સમુદ્દર સુકા કરૂને રાક્ષસનો વાળુ કેર;
આજ્ઞા હોય તો ઉડીયેરે લઇ જાવું માતાજી ઘેરરે. સ૦ ૩૭
વાડી સઘળી ઉજડ કરીને, લગાડી લંકામાં લહાય;
અક્ષ આદી કુંવર મારીયારે, વરતાવ્યો લંકામાં ત્રાસરે. સ૦ ૩૮
ત્યાંથી હનુમાન ઉડીઆને આવ્યા રામજી પાસ;
રામને સમાચાર આપીયારે કુશળ છે સીતા માતરે. સ૦ ૩૯
ત્યાંથી રામ ચાલીઆરે આવ્યા લંકાની માંય;
પથર કેરી પાળ બાંધીને સેન ઉતાર્યું પેલી પારરે. સ૦ ૪૦
લંકાગઢ રામ પહોંચીયાને, રાવણુને થઇ છે જાણુ;
ઇંદ્રજીત યુધે ચઢયોરે ત્યારે લક્ષ્મણુને મુરછા થાયરે. સ૦ ૪૧
કડવી હોજો લીંબડીને શીતળ હોજો છાંય;
બાંધવ હોય બોલકારે, પણુ અંતે સહાય પોતાની બાંયરે. સ૦ ૪૨
સુખમાં સાંભરે સુંદરીને દુઃખમાં સાંભરે રામ;

વનમાં સાંભરે બંધવોરે મારી ભાગી તે જમણા હાથની બાંયરે. સ૦ ૪૩
નવ મહીના ઉદરમાં રાખીયાને નવ જાણી માની વાત;
બાળપણામાં જેની મા મરેરે, તેને ચો દીશાના વાયરા વાયરે. સ૦ ૪૪
દુઃખના બેલી બંધવાને, માડી જાયા વીર;
તેની તોલે કોઇ ન હોયરે, એ તો સુખ દુઃખમાં સાથરે. સ૦ ૪૫

## લાવણી.

અજોધ્યા નગરથી ચાલવું તેની ચાલ દો મન બાઇરે;
એક તો મારો જોડ ખંડીત થાય, એ દીન દોહલા કેમ જાય;
લક્ષ્મણ જાગને હોજીરે બંધવ બોલને એકવાર. લ૦ ૪૬
બાપ વીના સુની બેટડીને, ભાઇ વીના સુની બેનરે,
એવો મેળ મેળો કંસાર, તેનો સુનો થયો સંસાર લ૦ ૪૭
આવ્યાતા ત્રણ જણાને જઇશું એકાએકરે
માત તે મારી પુછશે ત્યારે શો ઉત્તર દઇશ. લ૦ ૪૮
ચઉદ વરસ વન વિષે રહ્યા નવ જાણી સુખની વાતરે;
અંતે મને દગો કરીને તમે ચાલ્યા ગયા મુજ ભ્રાત. લ૦ ૪૯
બ્રહ્મચરીય વ્રત તમે પાળ્યુંને તજી નિંદ્રાને આહારરે;
રાત દીવસ ચોકી કરી હમ તણી રહી ઘર બહાર. લ૦ ૫૦
પુત્ર વિના પરીવાર સુનો સ્ત્રી વિના ઘરબારે;
બંધુ વિના બેલ નહી કોઇની મિત્ર વીના શો વીચાર. લ૦ ૫૧
ભરત શતરૂધન મને પુછશે ક્યાં ગયો લક્ષ્મણ ભાઇરે,
આવી વાત તમારી સાંભળીને રોશે સુમીત્રા માઇરે. લ૦ ૫૨
ઉઠો બંધવ વાર થાય છે, મારવો રાવણ રાયરે;
પછી જઇએ અવધપુર વીશે, સાથે લઇ સીતાય. લ૦ ૫૩

રામના વીલાપ જોઇને રૂવે, સેના તમામ,
મન વંતરી વધાઈ ઉપાય શોધીનેરે, કીધી હનુમાનને આદારે. સ૦ ૫૪
હનુમંત મન હીંમત ધરીને દ્રોણાચલ લેવા જાય;
પલક એકમાં પાછા આવીયારે, વળી લક્ષમણની મુર્છાયરે. સ૦ ૫૫
કુંભકર્ણ ઇંદ્રજીતને માર્યા, બહુ બળીઆ કુમાર;
જમાઇ મરાયા સઘળા રાવણનારે, પછી રાય કરે વિચારરે. સ૦ ૫૬
અહી મહી મીત્ર પોતા તણાને તેડાવ્યો રાવણે સાર;
રામ લક્ષમણને ચોરી ગયારે. મહીકાવંતી નીરધારરે. સ૦ ૫૭
પ્રભાતે શોધ કીધી સેનામાને. નવ દીઠા લક્ષમણ રામ;
સેન્યા રોવા લાગી સઘળી રામનીરે, રોવા લાગ્યા અષ્ટ પ્રધાનરે. સ૦ ૫૮
હનુમાને પગલાં કહાડીયાંને, આવ્યા સમુદર તીર;
મકરધ્વજને ત્યાં બાંધીઓરે એતે ગયા છે પેલી પારરે. સ૦ ૫૯
દેવી દેરામાં પેસીને ત્યાં હેવી ગયા તતખેવ;
રામ લક્ષમણ ત્યાં આવીયારે એમને કીધીછે હનુમંત સેવરે. સ૦ ૬૦
મહીરાવણનું મોત સાધીને તેને પણ માર્યો ઠાર.
તેની રાણીને વરદાન આપીયારે પછી આવ્યા તે લંકામોઝારરે. સ૦ ૬૧
લંકામાં યુદ્ધ કરીને છેદ્યાં રાવણનાં શીશ.
અસુરનો અંત આણીયોરે પછી હરખ પામ્યા જુગદીશરે. સ૦ ૬૨
રાણી કીધી મંદોદરીને, આપ્યું વિભિષણ રાજ;
સીતા લઇ રામ સંચર્યારે આવ્યા અજોધ્યા મોઝારરે. સ૦ ૬૩
માતાએ મોતીડે વધાવીયાને હઇડે હરખ ન માય;
મોતી કેરા ચોક પુરીઆરે, લીલા નઉતમ ત્યાં થાયરે. સ૦ ૬૪
છોડાવી અધરમ નગર તણાને, ટાળ્યાં પ્રજાનાં દુઃખ,
લાડ પાળ્યાં માતા તણારે લવલેશ રાખી નવ ભુલરે. સ૦ ૬૫

ફેરો ગરબો બજરંગી તણોને, વાંચો નિત્ય નરનાર;
હનુમંત કેરા પ્રતાપથીરે, છોટો કહે ઉતરો ભવપારરે. સ૦ ૬૬
( આ ગરબો અધુરો હોવાથી મેં પુરો કર્યો છે )



## સાત વાર.

આદીતે આનંદ સહીયર કહું છુંરે
મારે ગીરધરશું ઘરવાસ મજમાં રહુંછું રે;
સોમે પામ્યા સુખ શીવજી ફળીઆરે,
આ નંદજીનો લાલ મુજને મળીઆરે.
આ મંગળે મને હેત હરીશું લાગ્યુંરે,
આ હૃદયકમળનું બાણ હળએ વાગ્યુંરે.
આ બુધ આવ્યો સુધ જોવા જઇયેરે,
આ છાની કરીએ ગુજ વહાલા થઇયેરે,
આ બ્રહસ્પતિ ગુરૂ પ્રતાપ સુખ છે સહુનેરે;
આ અંત ઘણો આનંદ રાધા વહુનેરે.
શુક્રના સરવ બોલ સઉને ગમતારે,
આ લેતાં તાળી હાથ રજની રમતારે.
આ શનિશ્વરે સંદેશો હરીને કહાવ્યોરે;
આ જોગ બન્યો છે આજ રમવા આવોરે;
આ સાત વાર જે ગાય નરને નારીરે.
તેનો વઇકુંઠજ વાસજ થાય દે મોરારીરે



## આઠ વાર.

( કારતકે કાજળને દીઠીયું એ રાગ )

આદીતે સકળ કળા તારી, જાવુંરે હુંતો વદનકમળ વારી,
શ્રીકમજી હું તો છું તારી, આવોને ઘેર જસોમતીના જાયા,
મને તારી લાગી છે માયા. આવોને૦ ટેક ૧
સોમે તો શોભે સોહાગી, મને તો તારી લેહે લાગી;
કટારી કાળજડે વાગી. આવોને૦ ૨
મંગળે તો મન વીચાર કરીએ, ધીરજ તો કેઇ પેરે ધરીએ;
દીવસ વાત રોઇ રોઇને મરીએ. આવોને૦ ૩
બુધે તો બુદ્ધિ વિચારો, દુખરે મારૂ દીલ મધે ધારો;
મને તો વિરહાગ્નિમાં શીદ બાળો. આવોને૦ ૪
ગુરૂવારે ગુણુ ગાવા તારા, અવગુણુ શા છે હમારા;
આંખે વહે છે આંસુની ધારા. આવોને૦ ૫
શુકરે શું કરીએ હેલી, નમેરા છો નાથ ગયા મેલી;
હવે મારૂં કોણુ થશે બેલી. આવોને૦ ૬
શનીવારે શામળીયો આવ્યા, થાળ ભરીને મોતીડે વધાવ્યા;
ગોપીના સુખસાગર કાવ્યા. આવોને૦ ૭
સાત વાર સમજીને ગાશે, તેનાં સહુ દુખ દારિદ્ર જાશે;
કવી કહે સુખ સંપત થાશે. આવોને૦ ૮

—※—

## પંદર તિથીઓ.

પડવે આવી પકડો મારી બાંયરે, છોગાળા—એ રાહ.

પડવે પ્રિતમ પ્રિત તજી કેમ ચાલ્યારે, ગીરધારી;

આનીતિ કુબજાને મોહીને માહાલ્યારે, હો ગીરધારી. ૧
બીજે બંસીવટમાં વાટયો જોતીરે, ગીરધારી;
કોઇ મળે મથુરાં વાટ પુછી લેતીરે હો ગીરધારી ૨
ત્રીજે ત્રીકમ તન મારાં તરફડતાંરે, ગીરધારી.
ગોકુળીયામાં ઘેલાં ઘેલાં ફરતાંરે, હો ગીરધારી. ૩
ચોથે ચતરભુજ શરણે રાખોરે, ગીરધારી
હરી સુખ દુખ કેરી વાત અમથું ભાખોરે, હો ગીરધારી ૪
પાંચમે પુરૂષોતમ કેમ વીસારીરે ગીરધારી
પ્રીત કરી કેમ મુકી વૃજની નારીરે, હો ગીરધારી. ૫
છઠીને દીન છોગાળો જો આવેરે. ગીરધારી;
વાંસલડીના શબ્દે વન ઓલાવેરે, હો ગીરધારી. ૬
સાતમે શામળીઆ વીણુ નવ ગમતુંરે, ગીરધારી;
રહે મનડું મારૂં ગીરધર પાછળ ભમતુંરે, હો ગીરધારી. ૭
આઠમે અલબેલા અંતરજામીરે ગીરધારી;
લયો દાશીને સંગાથ ગરૂડાગામીરે, હો ગીરધારી. ૮
નોમે નઉતમ ખેલ કરે પ્રીજવાશીરે ગીરધારી;
ન ગોઠે ગોવિંદ ખેલ રહું ઉદાશીરે, હો ગીરધારી ૯
દશરાને દીન સરવ સજે શણગારરે, ગીરધારી;
પણ હરી વિણુ લાગે આગ તણા અંગારારે, હો ગીરધારી. ૧૦
એકાદશીએ ઓછવ તે નવ ગમતારે, ગીરધારી,
અલબેલા કામાગ્નિ રહે છે દમતોરે, હો ગીરધારી ૧૧
બારશે બહુ વિધથી ખેલે બાળારે ગીરધારી;
આ કારણે મુકી ગયા મને ગોવાળારે, હો ગીરધારી ૧૨
તેરશે આ તનડુ ફટકી જાયરે, ગીરધારી;

મોહન વીના તે મંદીર આવા ... હો ગીરધારી. ૧૩
ચૌદશે ચીતમાં મછ છું સુઈરે; ગીરધારી;
માત પીતાની લજ્જા મેં તો મુકીરે, હો ગીરધારી, ૧૪
પુનમે દીન પુરણ પ્રગટે ચંદરે, ગીરધારી;
પણ શામળીયા વીણુ કરૂં અતિ આક્રંદરે, હો ગીરધારી ૧૫
આ પંદર તિથી હરી વિયોગ દુઃખની આશેરે, ગીરધારી;
ગોવર્ધનનો સ્વામી પરસન થાશેરે, હો ગીરધારી; ૧૬

## પંદર તિથીઓ.

પડવાની પણ પ્રીત ગતમત ભુલીરે,
મારા હરી વિના એક વાત સર્વે સુનીરે. ૧
બીજે બાળે વેશ રહીછું બાળીરે,
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળીરે. ૨
ત્રીજે ત્રીભોવનરાય મંદીર પધારોરે,
હરી આવોને આપણે ઘેર હેત વધારોરે. ૩
ચોથે ચંચળ નાર ચતુરાં ચાલેરે,
પેલો વડોદરાનો વઇદ દુઃખડાં ટાળેરે. ૪
પાંચમના પડદા હરી શું રાખ્યારે,
મારે પ્રેમરસપીવા કાજ હરીરસ ચાખ્યારે ૫
છઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે,
મારે પેલા ભવની પ્રીત આવી મળશેરે. ૬
સાતમના સંતાપ હરી શું અમનેરે,
આ શું કહીએ મહારાજ લાજ નહી તમનેરે. ૭
આઠમે ઓછવ થાય હરી હોય હેલીરે
મારે સોળ ગોપીઓનો સાથ રમવા ઘેલીરે ૮

નોમે નમેરા નાથ નગણા ન થઇયે
આ ગોકુળીયું મેલી મથુરાં ન જઇએરે. ૯
દશમે દીનરાત દેહી મારી દાઝેરે,
ઘેર નાંવલીઓ રીસાય તે ઘણું સાલેરે. ૧૦
એકાદશીનાં વ્રત મારે કરવારે,
શ્રી જુમનાજીનાં ધ્યાન મારે ધરવારે ૧૧
દ્વાદશીને દહાડે દરશન દેજોરે,
મારા શામળીયા ભગવાન સન્મુખ રહેજોરે. ૧૨
તેરશના તો તંત અમારા તુટયારે,
આ હરીહરી કરતાં હોઠ અમારા સુકયારે. ૧૩
ચઉદશે તો ચતુર નર શું વાહાયારે;
ઘેર રાધા સરખી નાર શું રીસાયારે, ૧૪
પુનમે પંદર તીથો થઇ કહાવેરે,
મુને સેજડીએ સુતાં નીદ્રા ના આવેરે. ૧૫

## પંદર તિથીઓ.

હરી હઠ મેલને રાધે, મેરી સંગ બોલને રાધે;
અમોલા બોલને રાધે, ઘુંઘટડા ખોલને રાધે;
કયા મેરા માનને ને રાધે, ટેક
પડવે મોરી સાહેલડી, પિયુજી વાડીયે જાય;
પિઉજી લાવે દાડમ, ગોરી છોલેને પીઉજી ખાય;
હરી હઠ મેલને રાધે ૧
બીજે મોરી સાહેલડી, બાળોજ ઉગ્યો ચાંદ.
શાને ફરે ચંનડે, ગોરી આ શો માંડયો છે ફંદ,

હરી હઠ મેલને રાધે ૨
ત્રીજે મોરી સાહેલડી, તરીઆજ વારોવાર,
આ શું ભુલી સુંદરી, ભુલી કંકુને કાજળ સાર;
હરી હઠ મેલને રાધે, ૩
ચોથે ચમકતી મેં સુણી જોબન બાળે વેષ.
ભરજોબનમાં એકલી જેના પીયુ ગયા પરદેશ;
હરી હઠ મેલને રાધે ૪
પાચમે મોરી સાહેલડી, પંચ પલંગ કંથ દુર;
ભરજોબનમાં એકલી મારૂં જોબન જાય ભરપુર
હરીહઠ મેલને રાધે; ૫

છઠે મોરી સાહેલડી છઠીજ વારોવાર;
પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું હારોહાર;
હરી હઠ મેલને રાધે.

સાતમે મોરી સાહેલડી, સાતેજ કીધો સ્નેહ;
ચોમાસાની રત ચીકથી, ઝીણા ઝરમર વરસે મેહ;
હરી હઠ મેલને રાધે.
આઠમે મોરી સાહેલડી. આઠજ જોડા જોડ;
પરદેશી રાજ પધારશે, આપણે બેસીશું મોડામોડ;
હરી હઠ મેલને રાધે.
નોમે મોરી સાહેલડી, નવરાંજ પહેરૂં ચીર,
દીપક લઇ મેહેડે ચડું, મારે નઇણે વછુટયાં નીર;
હરી હઠ મેલને રાધે.
દશમે મોરી સાહેલડી, દશરા પુજવા જાય,
પુજ્યા તે નર પામીઆ મારા રાયજાદા ભરથાર;

હરી હઠ મેલને રાધે.
અગીઆરશે મોરી સાહેલડી, મેં કીધી શીવરાત;
પરોઢીએ ઉઠી પારણા કરૂ મને કૃષ્ણ જોવાની ઘણી ખાંત,
હરી હઠ મેલને રાધે.
બારશે મોરી સાહેલડી, બારજ બાંધ્યાં બંધ;
કસનાગ નર ફસી ગયા, એ તો કદીએ ન છુટે બંધ:
હરી હઠ મેલને રાધે.
તેરસે મોરી સાહેલડી વાદળ વાધ્યો રંગ;
ઓસડના ઝુળી એકછે, મને ડસીયા કૃષ્ણ ભોરંગ;
હરી હઠ મેલને રાધે.
ચઉદશે મોરી સાહેલડી પાસા લીધા હાથ;
મેં જાણ્યું પડશે પાધરા, એતો પડીઆ છે બારેવાટ;
હરી હઠ મેલને રાધે.
પુનમે મોરી સાહેલડી પુગીજ કરજો આશ;
મેં જાણ્યું હરી આવશે હવે થઇ બેઠી છું નિરાશ;
હરી હઠ મેલને રાધે.

## પંદર તિથિઓ

સખી પડવે તે પંથે ચાલ્યારે મહાવનના તે મારગ ઝાલ્યારે;
સાથે સીતા ને લક્ષ્મણ બાળા, રઘુપતિરામ રૂદયમાં રહેજોરે. ૧
સખી બીજે મઢીમાં બીરાજેરે એવાં નદીઓ તણાં નીર ગાજેરે;
રામ મેલી ગયા રૂડું રાજે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે ૨
સખી ત્રીજે તે વન ઉરી ઝાડીરે. દશ ફૂળ મંગાવેછે હહાડીરો
સારી શોભે સીતાજીની વાડીરે, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૩
સખી ચોથે કેળડીયો મહેકેરે, ફાલ્યો ફુલ્યોને મોગરો લેહેકેરે;

એવી લીલી લતાઓ લેહેકે રઘુપતી રામ હૃદયમાં રહેજોરે ૪
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલીને કાંઠલો કાળોરે,
મુખે રામ ભણંતો ભાવ્યો રઘુપતી રામ રૂદયમાં રહેજોરે, ૫
સખી છઠે છેતરવાને આવ્યોરે કુડો કપટી રાવણ સાથે લાવ્યોરે;
બે મુખનો મરગ બનાવ્યો, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે ૬
સખી સાતમે શ્રીહરી સમર્યારે, ગાડી ભેળી ઉરાડયા છે નમરારે;
રૂખ સાહિને તાણ્યા છે ડામરા, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે ૭
સખી આઠમે એને નિહાળ્યોરે ધનુષ ધારીને મૃગનો માર્યોરે;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે ૮
સખી નોમે તે નાંખ્યો તીરરે, જઇ વાગ્યો છે મૃગ શરીરરે.
વારે ધાજો લક્ષમણ વીર રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે ૯
સખી દશમે કહે લક્ષમણનેરે એલો વીરો બોલાવે છે તમનેરે;
આડા આંણ દીધાં છે અમને, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે ૧૦
સખી એકાદશી અપરાશીરે, લપટ લેવાનો લાગ તપાસીરે;
રાવણ સીતાને લઇ ગયો નાશી, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે. ૧૧
સખી બારશે હનુમાન બળીયારે, થેકી સમુદ્ર પાર નિકળીયારે;
જઇ જોગમાયાને મળીયા, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે ૧૨
સખી તેરશે ત્રબાળુ ગાજેરે, હાક હનુમાન કેરી વાગેરે;
લાય લંકા તે ગઢમાં લાગે, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે ૧૩
સખી ચઉદશે ચિત વિચારીરે; ફોજ વાંદરાની રચી સારીરે.
રામે રાવણ નાંખ્યો મારી, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યારે થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કઉશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે ૧૫
સખી પંદર તથી થઇ પુરીરે એમાં એકે નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે. ૧૬

જ્યારે રામચંદ્રજી તથા લક્ષ્મણજી વનવાસ ચાલ્યા ત્યારે સીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ, તે સમે રામચદ્રજીએ કહ્યું કે તમે પિયેર જાઓ અથવા અહીં રહો.

## તે વિષેનું ઘોળ ૧

આમેરૂ મોવા મુલનું એ રામનું, પણ તેમાં એક ડોઢ જાતની વગે છે.

રામ લક્ષમણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ
કહે રઘુનાથ; પધારો પિયર ભણી

નહિ તો અહીં રહો સાસરાના રાજમાં, હેતે હળ મળી સાસુ
સંગાથ નહિ તો જોડી હાથ; પધારો. ૧

અમે વસ્તીમાં નહિ વસીયે વનીતા, અમે કરશું જઈ વનવાસ.
તમે પામો ત્રાસ; પધારો.

શાદ રથ કે ઘોડું નહિ રાખીએ નહિ રાખી કે દાસી કે દાસ,
કોઈ અમ પાસ; પધારો. ૨

તમે કોમળ પગ કાંધો નથી, ચરણે ચાલતાંથી પામો થાક,
લાટી બચો નાક; પધારો૦

અમે વનફળ ખાઈ ખુશીમાં રહેશું, કોઈ દિવસે તો કેવળ શાક,
વિન લુણ પાક; પધારો૦ ૩

વનમાં નથી મંદીર નથી માળીયાં, નથી પહોડવા કાજ પલંગ
રંગીન નવ રંગ; પધારો૦

કરશું ઘસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુચે અંગ
એમાં શો ઉમંગ; પધારો૦ ૪

વનમાં હીરનાં ચીર તો નહી મળે, વનમાં નહિ મળે ફુલતાં
ફુલેલ કે તેલ ફુલેલ; પધારો૦

વનમાં નહી મળે શાણી સાહેલીયો, કરશો કે સંગ ખાંતથી
ખેલ ઉમંગ ભરેલ; પધારો૦ ૫

ઉષ્ણકાળે વાશે ઊના વાયર, એવું દેખીને થાશો ઉદાશ,
જ્યારે જેઠ માસ; પધારો૦

વરસે મેઘને ઝબકશે વીજળી, તેવે ટાઢે તો તરૂ તળે વાસ,
નહીં છત્ર પાસ; પધારો. ૬

વનમાં ઘાતકી રહેછે રાક્ષસ ઘણાં, ચારે તરફ ફરે બહુ ચોર,
જેનું ઘણું જોર; પધારો.

વનમાં વાઘ વરૂને નાહર જેવાં, ઘણાં વિચરે જનાવર ઘોર,
બચે નહિ ઢોર; પધારો. ૭

મોટા પર્વત દેખીને માનની, તમને નજરે જોયા નહિ જાય;
હીંડે બાવરા થાય. પધારો.

તમે રાજકન્યા કાયા કોમળી, વનવાસનાં દુઃખ ન વેઠાય,
કાયા કરમાય; પધારો ૮

ઘનમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નિસર્યાં કદી ઘરબાર,
છો નાજુક નાર; પધારો.

તમે કોટી ઉમર સોળ વર્ષનાં, નથી સંકટ વેઠ્યાં લગાર,
તમે કે ઇવાર, પધારો. ૯

પરણી આવીને પીઅર ગયાં નથી, તમને મળવાને ઇચ્છે છે
માય, ચોપે ચિત્ત ચાય; પધારો.

રાજા જનકજી તમને ઝંખે ઘણા, તેમના સંદેશા આવે સદાય.
તેડાં પાછાં જાય. પધારો. ૧૦

ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે પટ્ટિપાળ,
પુરાવીને થાળ. પધારો.

અમે અરધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહે તમારી સંભાળ
ત્યારે તતકાળ; પધારો. ૧૧

રૂડી મિથિલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિશ્રામ
છે આપને ગામ; પધારો.

ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો શ્યામ
કહે રાજા રામ. પધારો પિયર ભણી. ૧૨

## પછી સીતાજી બોલ્યાં તેનું ઘોળ.

**રાગ ઉપર પ્રમાણે.**

એવું સાંભળી સીતાજી કહે, સુણો સુંદરશ્યામ સુજાણ,
પ્યારા મારા પ્રાણ; સાથે રાખો સ્નેહથી.
જુદાં પડવાની વાત વાલા કહો, તેતો બોલ લાગે તીક્ષણ
બાણ રઘુકુળ ભાણ; સાથે રાખો. ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પરદેશ;
હું જાણું હમેશ: સાથે રાખો.
તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વેશ,
જટા કરૂં કેશ; સાથે રાખો.
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે, તમે દુઃખમાં તો દુઃખ
મારે દેહ, એમાં શો સંદેહ. સાથે રાખો.
જે કોઇ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર બળ્યો ધીક
એહ મુવા જેવી તેહ. સાથે રાખો. ૩
સ્વામી તમ વિના મંદીરને માળીયાં; ભાસે પર્વત મોટા
સમાન વસ્તી તો વેરાન. સાથે રાખો. ૪
મહાવનમાં ભરી વસ્તી ભાસસે, જ્યારે પામીશ દર્શન દાન,
કૃપાના નિધાન. સાથે રાખો.
સાસુ સસરાને માત પીતા સઉ, ભલે જીવો કરો રૂડાં રાજ,
અને મહારાજ, સાથે રાખો.
સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયર સમાજ
કેનું નથી કાજ. સાથે રાખો. ૫
સાચું સગપણ જગમાં સ્વામીતણું, બીજો સ્વાર્થી સઘળો
સંસાર કુટુંબ પરીવાર. સાથે રાખો.

મારા લાડ પાલણુ તમે લાલજી, બીજે નથી આંસુનો લુંછનાર
કે એક આધાર; સાથે રાખો. ૭
કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક
જીવું તજી ટેક; સાથે રાખો.
જો કોઈ જળથી જુદી પડી માછલી, રામે દુઃખમાં કરી વીવેક,
જીવે પળ એક; સાથે રાખો.
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરું રાજ ને પાટ;
હવેલીના ઠાઠ; સાથે રાખો.
મને હીરનાં ચીર ગમે નહિ, મને ન ગમે ઘરેણાંના ઘાટ.
મટાડો ઉચાટ; સાથે રાખો.
હું તો તમને દીઠે થાઉં દેખતી, અણુ દીઠે તો આંધળી ભીત,
જનમની એ રીત; સાથે રાખો.
મેં તો સ્નેહ તોડયા સહુ લોકથી, બાંધી તમ સંગે પુરણ પ્રીત,
ચોરાયું છે ચીત, સાથે રાખો.
જમવું જીવન તમથી જુદા પડી, હોય વિવિધ જાતનાં પકવાન,
તે વિખનાં નીશાન સાથે રાખો.
કરીએ ભોજન તમ સંગે ભાવથી. હોય કેરળ શાકને પાન,
તે મેવા સમાન, સાથે રાખો.
પડશે તડકાને તાપ વૈશાખના, તે તો જાણીશ ચંદ પ્રકાશ
રહી તમ પાસ; સાથે રાખો.
મુજને મેલીને પંથ પધારશો, આવી મળવાની ધરશો ન
આશ, નિશ્ચે પામું નાશ સાથે રાખો.
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઇ છે નીરાશ,
કહે લેતી શ્વાસ; સાથે રાખો.
દયા કરી દેવ દલપતરામના, સતી સીતાને દેખી ઉદાસ
જતાં વનવાસ. સાથે રાખ્યાં સ્નેહથી

## રામચંદ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનુ ધોળ.

### મામેરૂં મોઘા મુલનું—એ રાગ.

સ્વસ્તિશ્રી પુર લંકા સોહામણી,
જ્યાં રાજે છે જનક કુમારી; પ્રીતમ લખે પ્યારીને.
રહો અખંડ એવાતણુ તમતણું
એવા આશીશ વાંચો અમારી પ્રીતમ લખે પ્યારીને. ૧
ગોરી દૈવના જોગે જુદા પડયાં
પણ પ્રાણ મારા તુજ પાસ; પ્રીતમ૦
બેસું બાગ બગીચે કે બંગલે
રહું તમ વિના અધિક ઉદાસ. પ્રીતમ૦ ૨
તારો સ્નેહ ઘડીએ ઘડી સાંભરે
તારો ભાવ ભુલ્યો કેમ જાય, પ્રીતમ૦
તારા હેતથી હૈડું ભરાય છે,
તે તો લેખણથી ન લખાય. પ્રીતમ૦ ૩
મારે અર્થે તમે બાળપણુ થકી.
તજ્યો સઘળો પીયર પરિવાર; પ્રીતમ૦
મારાં કેશ વચન નહિ લોપિયાં,
નથી કોપિયાં કદીએ લગાર, પ્રીતમ૦ ૪
તારી નમ્રતા અમ્રતથી ગળી
વળી શોભીતો શાન્ત સ્વભાવ; પ્રીતમ૦
જેથી મનની ઉદાસ તુરત મટે,
તારા બોલનો એવો બનાવ. પ્રીતમ૦ ૫
ગોરાંદે તારા ગુણ કેમ વીસરે,
કેમ વીસરે વીલાપ ભર્યાં વેણ; પ્રીતમ૦
હેતે હસતુ વદન તારૂં વનીતા,
મારાં નીખરવા તલપે છે નેણ. પ્રીતમ૦ ૬

દિવસે તુજ વિના દિલમાં ગોઠે નહીં;
પીવું પાણી કે જમવું અનાજ. પ્રીતમ૦
રાતે રોઇને આંખ્યો રાતી થઈ;
લોક પુછે તો આવે છે લાજ પ્રીતમ૦ ૭
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી;
કાલે આગશે ભવના વીજોગ. પ્રીતમ૦
જેથી રીજે આપણને જગપતિ,
એવા અહોનિશ કરજે ઉદ્યોગ. પ્રિતમ૦ ૮
જે છે વૃદ્ધ પાડોશીયો શુદ્ધ છે,
તેને પ્રીતથી કહેજે પ્રણામ: પ્રીતમ૦
વીભીષણ મારા મીત્ર પરંતને,
કહેજો જરૂરનું હોય જો કામ. પ્રીતમ ૯
જોઇતી વસ્તુ જરૂર મંગાવજે,
કશી વાતે મુઝશો ન મન; પ્રીતમ૦
કાલે દેખીશું દીવસ આનંદના,
જાશે વીસરી દુઃખે ભર્યા દન. પ્રીતમ૦ ૧૦
જે જે પ્યારી તમારી સાહેલીગો
તેને પણ મારા કહેજો જુહાર પ્રીતમ૦
સાસુ સસરાની આશીષે સુંદરી
મળશું ભાગ્યથી તે ભરથાર. પ્રીતમ ૧૧
વધે સ્નેહ ને સંપ સુજન સાથે,
તેવી તન મન રાખજો ટેવ; પ્રીતમ૦
અમે થોડી અવધે હવે આવીશું;
એમ દલપતરામનો દેવ, પ્રીતમ લખે પ્યારીને ૧૨



## પંદર તિથિઓ.

પુનમે અમને પુરણ દરશન દેજોરે છોગાળા;
દયા કરી મારી દેહીનાં દુખડાં ખોજોરે મોરલીવાળા ૧
પડવે આવી પકડો મારી બાંહ્યરે, છોગાળા;
કાંઇ સતગુરૂની શીતળ રાખો છાંયરે મોરલીવાળા ૨
બીજે મારી બાળક બુધી કાપોરે છોગાળા;
દયા કરીને શીતળ સુખડાં આપોરે, મોરલીવાળા ૩
ત્રીજે હું તો તત્પર થઇને બેઠીરે છોગાળા;
મુખની વાણી મુજને લાગી મીઠીરે. મોરલીવાળા ૪
ચોથે ચતુર શું ગયા છો ચુકીરે છોગાળા,
કાંઇ નેહ લાગી મેં લાજ સરવની મુકીરે. મોરલીવાળા ૫
પાંચમે પુરણાહુતી કહેવાયરે છોગાળા;
મુજથી હરિ વિના ઘડીએ ના રહેવાયરે. મોરલીવાળા ૬
છઠ્ઠીના લખ્યા લેખ તે કેમ ટળશેરે, છોગાળ;
મુજ પતિવ્રતાનાં કારજ કરવાં પડશેરે. મોરલીવાળા ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે છોગાળા;
આ મોરલીને શબ્દે હીંડુ માતીરે મોરલીવાળા ૮
આઠમે અવતરીઆ અંતરજામીરે. છોગાળા;
જાદવકુળમાં જન્મ્યા છો અંતરજામીરે. મોરલીવાળા ૯
નોમે કરવાં નરપતીનાં કામરે, છોગાળા;
મુજ મંગળકારી ગયા મથુરાં ગામરે. મોરલીવાળા ૧૦
દશમે આવી દાવાનળ કોપ્યોરે, છોગાળા;
મામો કંસ મારી રણસ્થંભ રોપ્યોરે. મોરલીવાળા ૧૧
એકાદશીના પડદા આવી ખોલોરે, છોગાળા;

કાંઇ અંતરજામી અમ સંગાથે મેરેરે મોરલીવાળા ૧૨
બારશે વંદ્રાવન રસ્તો ઝાલોરે, છોગાળ;
મુજ આપુશ જીવને શું મેલો છો વિલોરે. મોરલીવાળા ૧
તેરશેકાંઇ ચરણકમળ ચિત્ત લાગ્યુંરે છોગાળા;
કંઈ જનમો જનમનીભક્તિ તમારી માગુરે મોરલીવાળા ૧૪
ચઉદશે ચરણકમળની દાસીરે છોગાળા;
મુજ મંગળકારી ગયા મથુરા નાશીરે મોરલીવાળા ૧૫
અમાંશે કાંઇ ધરણીધર હેત્રાયરે છોગાળા;
કાંઇ નરસીહ મહેતો ગુણ તમારા ગાયરે. મોરલીવાળા ૧૬



## પંદર તિથિઓ.

પડવે પાતળીયા ગીરધારી, મારે ઘેર આવજોરે લોલ;
બીજે બાળક બેહુ બાહારકે, મેં સમજાવીયુરે લોલ:
ત્રીજે ત્રણ ભુવનનો નાથ, મોતીડે વધાવીએરે લોલ;
ચોથે ચંચળ બોલી નાર, મથુરાની વાટમાંરે લોલ;
પાંચમે પગલાં ભરજો પ્રેમ, કે મારે ઘેર આવજોરે લોલ
છડે છોગાળા ભગવાન કે, ભગતને તારજોરે લોલ;
સાતમે સાદ કરે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ;
આઠમે અવતરીઆ ભગવાન કે, નીરખુ નાથનેરે લોલ;
નોમે નરત કરે એક નાર કે ગોકુળ ગામનીરે લોલ;
દશમે મામો માર્યો કસ કે, મથુરાની વાટમાંરે લોલ;
એકાદશી પરણી લાવ્યા નારકે, સતભામા ખરીરે લોલ
બારશે બહુ બનીયા ભગવાન કે દીઠા દીલ વાપીયારે લોલ;
તેરશે ધન ધુવે એક નારકે, ગોકુળ ગામનીરે લોલ;

ચઉદશે બન્સીવટને ચોક કે, રાસ રમાડજોરે લોલ:
પુનમે પંદર તીથો થઇ પુરી કે ગુણ ગાઇ રહીરે લોલ.

— —

## મલાવરાવનો રાસડો.

પીતળ લોટા જળે ભર્યારે દાતણ કરતા જાઓરે મલાવરાવ;
શેહેરનો સુબો ક્યારે આવશેરે.
દાતણ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે૦ ૧
ચીની તે પ્યાલા તેલ ભર્યારે; મર્દન કરતા જાઓરે મલાવરાવ૦
મર્દન કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ. શે૦ ૨
તાંબા તે કુંડીઓ જળે ભરીરે નહાવણ કરતા જાઓરે મલાવરાવ૦
નહાવણ કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે ૩
રાંધ્યા રસોઇઓ એમ રહીરે ભોજન કરતા જાઓરે મલાવરાવ૦
ભોજન કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે૦ ૪
પાન સોપારીને એલચીરે મુખવાસ કરતા જાઓરે મલાવરાવ૦
મુખવાસ કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે ૫
સોના તે કેરાં સોગટાંરે રમત રમતા જાઓરે મલાવરાવ.
રમત રમશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે
હીરણ સામો ઢોલીઓરે પોઢણ કરતા જાઓરે મલાવરાવ૦
પોઢણ કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ૦ શે ૭
ક્યાંથી આવ્યા પીડયા જાંગલારે માથે ટોપી ભુરા વેશરે મલાવરાવ૦
રાણી રૂવે રંગમેહેલમારે દાસીઓ રૂવે દરબારરે મલાવરાવ શે. ૮
હાટે રૂવે હાટ વાણીઆરે ચોરે રૂવે ચારણ ભાટરે મલાવરાવ.
શહેર છોડી સુબો નીસર્યોરે લીધી નડીયાદની વાટરે મલાવરાવ. ૯



# ભાગ ૪ થો.

## અભિમન્યુનો ચકાવો.

સરસ્વત સ્વામીને વીનવું રે ગણપત લાગુ પાયરે;
અજોધ્યા નગરીમાં દઈતનો વાસો તેનાં તે મસ્તક છેદોરે.
દ્દીત કાળે કૃષ્ણે કજીઆરે માંડયો,
દ્દીતીમાંથી દ્દીતાણી નાઠી ગયા ગયા વનમાં ગયારે,
વનમાં જઈ અદલોચન જનમયા.
સોના કામઠડીને રૂપાના ભાલા. અઇલોચન રમવા નીસરીરે,
જઈ રહ્યા જઈ રહ્યા વગડા વચ્ચે.
વનરે વગડામાં એક પંખી જનાવર
તેરે જનાવર અદલોચને માર્યો. ડોશી તે મેણાં બોલીરે:
બહુ છે બળીયો બહુ બળવંતો,
એવો છે તો તારા બાપનું વેર લેને.
ત્યાંથી અઇલોચનને ઝાળો લાગી, આવી રહ્યા ઘર આંગણેરે;
કે મારી મા મારો બાપ કોણે માર્યો.
બાર બાર વર્ષે દીકરા બાપ કેમ સાંભર્યો;
ડોશી તે મેણાં બોલીરે.
તારો બાપ તે કાળા કૃષ્ણએ માર્યો
ખભે કોડો લઇ અઇલોચન ચાલ્યા, જઇ રહ્યા વન વચેરે.
વનરે વગડાનાં લીલાં વૃક્ષરે વાઢયાં;
ડાળાં ડાળાં પડયાં સુકયાં, ચડીવાં ઉપડયાં.
લાકડાની બાંધી ભારીરે;
ત્યાંથી અઇલોચન સુતારી ઘેર આવ્યો.

ભાઇરે સુતારી તું મારો વીરો પેટી ઘડી તું મને આલરે.
બોતેર ખાનાને એકજ કોઠો,
ત્યાંથી અઘલોચન લવારી ઘેર આવ્યો;
ભાઇરે લવારી તું મારો વીરો, આ મને પેટી જડી આલરે.
છત્રીસ તાળાં ને બત્રીસ કુચીઓ;
ત્યાંથી અઘલોચન ચીતારા ઘેર આવ્યો.
ભાઇરે ચીતારા તું મારો વિરો, પેટી ચીતરો આજ સારીરે,
ત્યાંથી અઘલોચન દરજીડા ઘેર આવ્યો,
ભાઇરે દરજીડા તું મારો વીરો. આની મને ગાદી સીવી આલરે.
પેટી ઉપાડી અઘલોચન ચાલ્યો;
જઇ રહ્યો જઇ રહ્યો રમડારે વચ્ચે, વડની છાંયે પેટી મુકીરે.
બ્રાહ્મણ વેશે કાળો કૃષ્ણજી આવ્યા.
ક્યાં જાઓ છો મારારે જજમાન, કૃષ્ણનું વેર વાળવા જાઉરે;
કહો ગોરજી કાળા કૃષ્ણ કેવારે હશે,
તુજ સરખાને તારારે જેવા. દેહી પ્રમાણું આલોરે.
લ્યો મારા ગોરજી દેહીનું પ્રમાણું.
ત્યાંથી અઘલોચન પેટીમાં સમાણા, કાળા કૃષ્ણે તાળાં અટકાવ્યાંરે.
ગોર મારા ગોર મને બહાર કાઢો.
કોણ તારો ગોરને તું કોનો જજમાન, હું છું કાળો કૃષ્ણરે,
પેટી હતી તે આકાશે ઉડાડી
આકાશના દેવતારે જગાડ્યા, આ જુદ્ધ કોણે માડયાંરે;
અઘલોચનને કાળા કૃષ્ણજીએ માર્યાં,
પેટી હતી તે પાતાળે પછાડી, પાતાળના શેશનાગ ડોલ્યારે.
આવું તે જુદ્ધ કોણે માંડયું;
અઘલોચન ને કાળા કૃષ્ણે માંડયું તેનો થયો ખડભડાટરે,
ત્યાંથી અઘલોચન મૃત્યુરે પામ્યા.

અભે પેટીને કાળો કૃષ્ણજી આલ્યા, જઇ રહ્યા દ્વારકાં ગામરે
પેટી હતી તે સુભદ્રાને આપી,
જોજોરે એની આ પેટી ઉઘાડતાં સાચવી રાખજો પાસેરે.
નણંદ ભોજાઇ બે માથારે જુએ,
નણદલ તમારા ભાઇ શું લાવ્યા, તે મુજને દેખાડોરે;
પેટી હતી તે સુભદ્રાએ ઉઘાડી.
ભાઇનું કહ્યું સુભદ્રાએ ન માન્યું શ્વાસમાં વાસ સમાઇ ગયોરે
પેહેલોરે માસ એળેવેળે ગયો;
બીજેને માસે સઇયરને સંભળાવ્યું, ત્રીજાનો મરમ ન જાણ્યોરે,
ચોથે માસે માતાને સંભળાવ્યું,
પંચમે માસે બાંધોને રાખડી, છઠે તે કઠીયલ દુઃખરે;
સાતમેને માસે ખોળો ભરાવ્યો,
ખોળો ભરાવીને મહીયર વળાવ્યાં, આઠમનો મરમ ન જાણ્યોરે
નવમેને માસે અભેમન્યુ જન્મ્યા.
સોનાની સળીએ નાળ વધેર્યાં, પાણી સાટે દુધડે નવરાવ્યાંરે;
ચીર ફાડીને બાળોત્યાં કીધાં.
જાદવનારિ પારણાં બંધાવ્યાં, ચોખા સાથે મોતીડે વધાવ્યારે,
સાત પાંચ વરસના અભેમન્યુ થયા;
લેઇ પાટીને ભણવા ગયા ભણીગણી નવછંદા થયારે.
પોતાના કાકા સગઇયોરે લાવ્યા,
ઓતરા અભેમન્યુ તારીરે નારી, વઇરાટની કુમારીરે;
લીલા ને પીળા વાંસ વઢાવો, નવરંગી ચોરી ચીતરાવીરે,
ત્યાંથી અભેમન્યુ પરણવાને ચાલ્યા, સારા તે શુકન થાયરે,
ત્યાંથી અભેમન્યુ સરોવરીએ આવ્યા, સુકાં સરોવર લીલાં થયારે.
ત્યાંથી અભેમન્યુ ભાગોળે આવ્યા, ભાગોળે ભેરો વગડાવોરે;
ત્યાંથી અભેમન્યુ ચઉટામાં આવ્યા, ચઉટામાં ચમર ઢોળાવોરે
ત્યાંથી અભેમન્યુ જાનીવાસે આવ્યા, સાસુજી પોંખવા આવ્યારે,

ત્યાંથી અભેમન્યુ તોરણે આવ્યા મામાજી કન્યા પધરાવોરે;
ત્યાંથી અભેમન્યુ ચોરીમાં આવ્યા, મામાજી દ્યો કન્યાદાનરે.
પેહેલુંને મંગળ ફરતું ને ફરતું દાદાજી દ્યો કન્યાદાનરે;
દાદાજીએ આપ્યાં ઘોડીલાનાં દાન.
બીજુંને મંગળ ચોરીમાં વરત્યું માતાજી દ્યો કન્યાદાનરે;
માતાજીએ આલ્યાં ગાવડીઓનાં દાન.
ત્રીજુંને મંગળ ચોરીમાં વરત્યું વીરાજી દ્યો કન્યાદાનરે;
વીરાએ આલ્યાં ભેંસડીએનાં દાન
ચોથું ને મંગળ ચોરીમાં વરત્યું ભાભીજી દ્યો કન્યાદાનરે;
ભાભીએ આલ્યાં ઓટડીઓનાં દાન.
ત્યાંથી અભેમન્યુ પરણીને ઉઠ્યા. માતાને પાગે લાગ્યારે;
પોતાના માને આશીશરે આપી.
ઘણું જીવો દીકરા થજો અમરતા, એ નગર તણી નારીરે;
જોજે અભેમન્યુ તારી ગોરી, ગોરી છે ગુણવંતીરે.
અમારા તે કુળમાં એવીરે રીતે, વર સાથે કન્યા ન હોયરે;
પેહેલેરા પહોરનાં શમણાંરે લાગ્યાં
આરે શમણામાં કોરાં કાંકણ નંદા;
આરે શમણામાં દીકરી આળપંપાળ, તારા શમણાં પડો સુકે લાકડેરે.
બીજેરા પોહોરનાં શમણાંરે લાગ્યાં;
આરે શમણામાં કોરાં ઘરચોળાં પહેર્યાં
એરે શમણાં દીકરી આળપંપાળ, સમણાં પડો રાંડી રંડીએરે;
ત્રીજેરા પોહોરનાં શમણાંરે લાગ્યાં.
આરે શમણામાં રાયકો આણેરે આવે;
એરે શમણાં દીકરી આળપંપાળ, શમણાં પડો સમુદ્ર બેટમાંરે.
ચોથેરા પહોરનાં શમણાંરે લાગ્યાં;
બાળુડો અભેમન્યુ જુધ્ધે ચઢે છે, ઓતરાને આણાં આવ્યાંરે.
ઓતરાના બાપની ઉંચી હવેલી;

સોના કચોળાં ને રેશમના દોરા. ઓતરા માથડાં ગુંથેરે;
હીરૂડી ચીરૂડી ઓઢે રતનો રબારી, વેગે આવતો દીઠો રે.
મા રે મા તમે પાઢેલાં જાગો, મા મારાં આણેલાં આવ્યાં રે
ઘણું કે ડાહ્યાં દીકરી એ શું બોલ્યાં.
[illegible] રૂડી ઓતરાએ પુછ્યું;
ક્યાંથી આવ્યા વીરા ક્યાં તમે જાશો
બાળુડા અભિમન્યુ જુધ્ધે ચઢે છે ઓતરાને આણે આ [illegible];
બાર વર્ષો ઓતરએ પડતાં રે મુક્યાં ના રહી શુદ્ધ ને માન રે
ઓતરાના દાદાએ કેસીડા જગાડયા, ચુંદડી કાઢે. અ. ૪ સાળીરે,
સારાં સારાં કાઢે નુકશાન નીસરે.
[illegible] રીડાને મારવા લીધો;
ઓ મારા દાદા શીદને મારો છો ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાદે મરડીયા જગાડયા, કુડીને. કઢ સહુ [illegible]રે
સારા સારા કાઢે નકશા નીરરે,
દાદે મરડીઆને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારો છો ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાદે [illegible] જગાડયા વાળીઓ કાઢ અ. ૪ સાળીરે,
સારા સારા કાઢે નાદાએલી નીસરે.
દાદે સોનીડાને મારવા લીધો;
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાદે માળીડા જગાડયા; ગજરા કાઢને મોંઘા મુલનારે.
ખીલતા કાઢેને કરમાએલા નીકળે. દાદે માળીડાને મારવા લીધો.
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે:
ઓતરાને દાદે મોચીડા જગાડયા.
મોજડીઓ કાઢે મોંઘા મુલનીરે;

રાતી કાતી કાઢેને કાળી કાળા નીકળે, દાદે મોચીડાને મારવા લીધા;
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કર્મનો વાંકરે.
ઓતરાને દાદે સરઈયા જમાડયા સારૂં સારૂં કંકુ કાઢેરે;
કંકુ કાઢેને કાળજ નીસરે, દાદે સરઈયાને મારવા લીધો;
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કર્મનો વાંકરે;
પછી સાસરવાસે ઓતરા વળાવ્યાં.

## વળામણાં

| | |
|---|---|
| કે મને મારીને રથડા ખેડરે, | બાળા રાજારે. |
| કે મને કુખે તે સાદે તેડરે. | બાળા રાજારે. |
| કે મને યુદ્ધ જોયાના રસ કોડરે. | બાળા રાજારે. |
| કે આપણુ સરખા સરખી જોડરે | બાળા રાજારે. |
| કે લાવ હું લઈ હથિયારરે | બાળા રાજારે. |
| કે કૌરવને સંહારરે | બાળા રાજારે. |
| કે છોડી યુદ્ધ વળો ઘેરરે, | બાળા રાજારે. |
| કે તમને આપું મારા બાપનું રાજરે. | બાળા રાજારે. |
| કે નારી કેશ સમુળા કાઢેરે, | બાળા રાજારે. |
| કે રથ ઉપર દેહ પછાડેરે, | બાળા રાજારે. |
| કે રથ ખેડો તો કાઢું મારાં પ્રાણરે. | બાળા રાજારે. |
| કે મારા સસરા મેણાં બોલ્યારે, | બાળા રાજારે. |
| કે વહુ આવતી ભમરાળીરે, | બાળા રાજારે. |
| કે મેં તો દીઠી નથી પગની પાનીરે, | ઓતરા રાણીરે. |
| કે તારૂં રૂપ દેખી યુધે ન ચડતરે. | ઓતરા રાણીરે. |
| કે મેં તો નથી દીઠી નાકની દાંડીરે | ઓતરા રાણીરે. |

કે મામા કૃષ્ણનો જાણે વંશરે, ઓતરા રાણીરે.
કે મને પાટા બાંધીને પરણાવ્યોરે, ઓતરા રાણીરે.
કે મને સમરથ સાસરી દેખાડરે બાળા રાજારે.
કે મને સાસરી જોયાનો રસકોડરે, બાળા રાજારે.
કે મારા કાંકણુ દોરા છોડાવરે, બાળા રાજારે.
કે મને સમરથ સસરો દેખાડરે, બાળા રાજારે.
કે મને ઘુંઘટ તાણ્યાના રસ કોડરે; બાળા રાજારે.
કે મને દીયર દીવડો દેખાડરે, બાળા રાજારે.
કે મને હોળી રમ્યાના રસ કોડરે, બાળા રાજારે.
કે મને નાનીશી નણદી દેખાડરે, બાળા રાજારે.
કે મને ઢીંગલે રમ્યાના રસકોડરે બાળા રાજારે.
કે મને સમરથ સાસુજી દેખાડરે, બાળા રાજારે.
કે મને પાય પડયાના રસ કોડરે; બાળા રાજારે.
કે મને જોડની જેઠાણી દેખાડરે, બાળા રાજારે.
કે મને જોડે હીંડયાના કોડરે, બાળા રાજારે.
કે મને વાદુલી દેરાણી દેખાડરે, બાળા રાજારે.
કે મને વાદ લીધાના રસકોડરે, બાળા રાજારે.
કે મારૂ માથુ વાઢીને દડો ખેલરે; બાળા રાજારે.
કે તારી કેડની કટાર મને આલરે, બાળા રાજારે.
કે મારી જમણી કુખ ધરે સુરરે, બાળા રાજારે.
કે તારી જમણી કુખ ન ધરેશરે, ઓતરા રાણીરે.
કે તારી કુએ મોતીસર દીકરોરે, ઓતરા રાણીરે.
કે તે દેશે શ્રીરામનુ નામરે, ઓતરા રાણીરે.
કે સરી રાખશે બાપનું નામરે; ઓતરા રાણીરે.

કે તેથી સરશે તમારૂં કામરે; ઓતરા રાણીરે.
કે તારી હાલડીના ઓઠે મને રાખરે, બાળા રાજારે.
કે તારા આવતાં ભીલેશ આણુરે, બાળા રાજારે.
કે ઝાલી ઝાલી ઘોડલીયાની બાગરે, બાળા રાજારે.
કે મેલો મેલો ઘોડલીયાની બાગરે, ઓતરા રાણીરે.
કે મારા ચઢયા છે બાહબંધ દેખરે, ઓતરા રાણીરે.
કે મે તો ધાવતાં બાળ વછોડયારે, બાળા રાજારે.
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યાં રે, બાળા રાજારે.
કે, મેતો છાણે છાણું ભાગ્યુરે. બાળા રાજારે.
કે મને તે પ્રાયશ્ચિત લાગ્યુ રે, બાળા રાજારે.
કે મેતો દીવ દીવો કીધોરે, બાળા રાજારે.
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્ય બાળા રાજારે
કે હું તો પથરે પાનીઓ ધોતી બાળા રાજારે.
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યારે, બાળા રાજારે.
કે મેં તો બેતી નાક દીધા પગરે, બાળા રાજારે.
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યારે: બાળા રાજારે.

## ગરબી ૧ લી.

શીરધારીરે વાલમ વાત વિચારો, મન મોહન આંખ ન મારો:
મનમોહનરે મુકો મારગ જાવા કેમ રોકો જમુનાં જાવા. ટેક.
રસીયારે પ્રીત તમારી જાણી, મારી બાગશે દહીની દોણી;
કહું વિઠલરે રહેજો અમથા અળગા, થાઇ મને જાતાં વળગો,

ઝુલ.

નવ પાલવડો મુજ તાણોરે, જુગતીની રીત નવ જાણોરે;
હું જાણું જદુવિર શાણોરે, કહું કેશવરે મુકો કાલાવાલા
કેમ રોકો જમુનાં જાવા. ૧

નહી આપુંરે દાણ દધીનું આજે, નથી લાવી તમારે કાજે;
મુકો પાલવરે ફાટે ચુંદડી મારી, હું સમજી વાતો તમારી.

ઝુલ.

મુકો મહી મારા ઢોળાશેરે, મારી ચીર ચુંદડી ભીંજાશેરે;
હરી હાલ્યુ હસતાં થાશેરે, પ્રભુ હમણુરે કંઈ કરો કેમ આવા,
કેમ રોકો જમુનાં જાવા. ૨

હરી જમલેરે સાથ સૈયરનો મારો, મેં જાણ્યો તને ધુતારો;
નહી સરશેરે અરથ હરિવર અમશું, કહુંછું મોહન સાચું તમશું.

ઝુલ.

ન કરો નયનનો ચાળોરે, હમો દધશું જદુવિર ગાળોરે;
વજવારો કામણગારારે, શામળીઆરે શીખ કહું સમજાવા.
કેમ રોકો જમુનાં જાવા. ૩

નવ નાખોરે છાતીએ હાથ હઠીલા, કહું વચન તો પડશો વીલા;
મુખ પલકેરે ચુંબન કરવા કાજે, એવી વાત જવા દો આજે.

ઝુલ.

મુકો હાર હૈયાથી દુરેરે, મારી ચોળીની કસ વછુટેરે;
વળી મહીનું ગોરસ ફુટેરે, ગોરધનનારે સ્વામી બહો કેમ આવા.
કેમ રોકો જમુનાં જાવા. ૪

## ગરબી ૨ ૭.

### રાગ ઉપર પ્રમાણે.

મેં જાણીરે જીવણ તારી પ્રીતી, નવ સમજે સ્નેહની રીતી. ટેક.
વનમાળીરે વનમાં વાત જે કીધી, મારી સાસુએ સમજી લીધી.
બી નણદીરે કાનો કહી બોલાવે, મને મેણાં દઈને ખીજાવે.

મારો પરણ્યો મને દુખ દેછેરે, વળી વચન વિશોકીક કહેછેરે;
તેથી અંતર બળતું રહેછેરે, નથી તોડીરે પ્રિતમ તુજથી પ્રિતી.
નવ સમજો સ્નેહની રીતી.

શામળીયારે હાક મને શીદ મારો, ના સાન કરી સમજાવો;
સહુ જાણેરે વાત તારી મારી કહે કેમ કરૂં ગીરધારી.

ઝુલ.

કહો કેમ શામળીઓ આવેરે, વળી શીત કરી બોલાવેરે;
કરી સાન થકી સમજાવેરે, માટે કહુંછુંરે મોહન આરી રીતી.
નવ સમજો સ્નેહની રીતી.

કહે સાસુરે વહુજી રે'જો ઢંગે, કેમ જાઓ શામળીઆ સંગે,
વહુ કાલેરે વાર લાગી કેમ વાટે, મળ્યો મોહન જમુનાં ઘાટે;

ઝુલ.

આને ચુડી નંદાઇ તારીરે, કેમ ફાટી કંચુકી નારીરે;
વાત જાણુંછું સારી નઠારીરે, તમે જોડીરે પાતળીયા શું પ્રીતી.
નવ સમજો સ્નેહની રીતી.

માટે મોહનરે આવવું નહી ઘેર મારે, હું આવીશ જમુનાં આરે;
બેશી સુખ દુઃખરે વાત કરીશું વનમાં, કો નવ જાણે ગોકુળમાં.

ઝુલ.

નથી જુદી હું તમથી પ્યારારે, નવ રહેશો મુજથી ન્યારારે;
છોજી પ્રાણ જીવન તમો મારારે, કહે ગોરધનરે કોથકી હું નવ બીતી
નવ સમજો સ્નેહની રીતી.

—✻○✻—

## ગરબી ૩૭.

( નરસીંહજીની–રાગ ઉપર પ્રમાણે. )

નરસીંહજીરે વડોદરાના વાશી, તુજ ચરણે કોટીક કાશી. ટેક.
અવનીમાંરે ઉત્તમ નામ તમારૂં. આવ્યા છો ભક્તને સારૂં,
તમે માર્યોરે હીરણ્યાકસ્યપ વારૂ. પ્રહલાદ ઉગારણ સારૂ:

ઝુલ.

કીધું મોટું કામ મોરારીરે, બહુ બહુ ભક્તજનોને તારીરે;
વશ્યા વડોદરે ગીરધારીરે, તુજ ભજન કરે મટશે શોક ઉદાશી.
તુજ ચરણે ૨

બળતી છેરે જ્યોત અખંડીત સારી, ભર્યા ટાંકા ઘીનાં ભારી;
કારતકનીરે શુદ ચૌદશે જે વાર, મળે મંડળી જન અપાર.

ઝુલ.

તહાં ભરાય લોક હજારોરે, મળે માલ લેનારને સારોરે;
નહીં આ દર્શનનો વારોરે, ત્યાં રહીછેરે ઝગહળ જ્યોત પ્રકાશી;
તુજ ચરણે. ૨

તુળશી વાડીએરે પ્રભુ પુનમે જાય, બહુ ભીડ લોકની થાય;
તહાં ઓચ્છવરે કેડા કરે હરીજન, કરે આત્રિક સહુ દર્શન.

ઝુલ.

પ્રભુ ધરતા નવા શણગારરે વરઘોડો શોભે અપારરે;
સુખપાલે બેસે મોરારીરે, તુળશીશુંરે લગ્ન કરે સુખવાશી;
તુજ ચરણે. ૪

મધ્યરાત્રેરે પરણીને આવે વાલો, ચૌટામાં ચતુર રૂપાળો;
બહુ વીધથીરે વાજાં ઉતમ વાજે, પ્રભુ સુખપાલે બીરાજે.

કરે છે આતસબાજીરે, શું જોઇને થઇએ રાજીરે,
એવો શબ્દ ગગનમાં ગાજીરે, બલીહારીરે ગોવર્ધન હું હરી.
તુજ ચરણે કોટીક કાશી. ૪

—⁂—

## ગરબી ૪ થી.

( રણછોડજીની રાગ ઉપર પ્રમાણે, )

કાળારે શ્રી રણછોડ રૂપાળા, મન મોહન મોરલીવાળા. ટેક.
રમણીયારે સુંદર રૂપ તમારૂં દેખી મન મોહે મારૂં;
અણીયાળીરે આંખલડી અલબેલા, છો કાન કુંવર વર ઘેલા;

ઝુલ.

મંદીર તો ગગને ગાજેરે, દરવાજે દુંદભી વાજેરે.
પ્રભુ ઓંકાર માંહી બીરાજેરે, ભક્ત તણારે છોજી પ્રતીપાળ;
મન મોહન મોરલીવાળા. ૧

ગુણવંતારે ગોવર્ધન કર ધાર્યો, કાળજવર કંસને માર્યો.
જન્મનથીરે માતપીતા છોડાવ્યાં, વળી ગોરધન ઢેર ચરાવ્યાં.

ઝુલ.

છો અકળકળા અવિનાશીરે, તમે મારી પુતના માશીરે;
વંની થયા મથુરા વાશીરે, ગોકુળમાંરે બનીઆ આપ ગોવાળા,
મોહન મન મોરલીવાળા. ૨

દેવળમાંરે સિંહાસન શુભ છાજે, તે ઉપર શ્યામ બીરાજે.
આરતીમાંરે અલૌકીક ભાસે, જ્યાં ઝળહળ જ્યોત પ્રકાશે

ઝુલ.

સુખ સજ્યા સુખમય સારીરે, રેશમ ગાદી બહુ ભારીરે;

મંદીરની શી બલીહારીરે, શોભો છોરે સુંદર ત્યાં રહીયાળા;
મન મોહન મોરલીવાળા. ૩
મસ્તકપરરે મુગટ મણીમય શોભે; જોઇ ભક્ત તણાં મન લોભે
કેશરીઆરે ધરીઆ વાઘા લાલે, ચંદન કીધું પ્રભુ ભાલે;
ઝુલ.
કર મધે મોરલી ધારીરે, સામે ઉભા ગીરધારીરે;
ગોવર્ધન બલીહારીરે, પાયે લાગુરે જશોદાજીના બાળા.
મન મોહન મોરલીવાળા. ૪

## ગરબી પાંચમી.

( અંબાજીની રાગ ઉપર પ્રમાણે )

ધન્ય અંબારે આરાસુર પટરાણી, તને વિશ્વ બધાએ જાણી,
મા અંબારે ધારી ત્રીશુળ પાણી, ગોખ મધે બીરાજે રાણી.
ઝુલ.
ચઉદ બ્રહ્માંડે તને જાણીરે, તારી કીરતી બધે ફેલાણીરે;
સહુ લોક તને વખાણીરે. આદ્યશક્તિરે વેદ વદે છે વાણી.
તને વિશ્વ બધાએ જાણી. ૧
મા તું છેરે સૃષ્ટી તણી સુખ દાતા, તારી ગતી ન જાણે વિધાતા.
નારદજીરે વીણાધારી ગુણ ગાતા. તુજ દરશનથી સુખ સાતા.
ઝુલ.
માને સેવક ઝાઝુ ચાહતારે. ગુણ મંડપ માંહે ગવતારે;
જયજય શબ્દ વિખ્યાતારે, મા ગુણોરે ગાવાને પ્રેમથી તાણી
તને વિશ્વ બધાએ જાણી. ૨
મા ત્રિપુરારે તારી ઘણી બલીહારી, વાઘ ઉપર કીધી અસવારી,
કર લીધારે કટારજ હથીયારી, માની શોભા બની બહુ સારી.

ઝુલ
માનું ચંદ્ર વદન સુખકારીરે વારે વારે લેઉ ઓવારીરે
તારી અકળ ગતી છે ન્યારીરે. જુગતંબાર નયન રૂપ વખાણી
તને વિશ્વ બધાએ જાણી. ૩
અંબાયારે તું છે ભવમાં ભોળી, પેહેરી કુમકુમવરણી પટોળી;
કેશરીનારે રંગથકી ભરેલી, માની જોડ ન જડે ખોળી.
ઝુલ
મા મહીસાસુર રગદોળોરે, ચંડ મુંડને નાંખ્યા ચોળીરે,
દૈતને પાડયા છે ઢોળીરે, શ્રમ લીધા છે સેવક કાજે શાણી
તને વિશ્વ બધાએ જાણી ૪
ભવાનીરે ભજતાં ભાવટ જાશે; પાપ તાપ તો સર્વ પળાશે;
ગુણવંતીરે મહેર હશે તો આવશે, ગુણ ચાચર માંહે ગવાશે.
ઝુલ
માનાં દરશન થકી દૂખ નાસેરે પ્રેમ ધરી આ ગરબો ગાશેરે;
આ પરશન તેનો થાશેરે. ચંદ્ર ગાએરે સેવકને લેજો તાણી
તને વિશ્વ બધાએ જાણી. ૫



# ભાગ ૫ મો.

## માળાની ગરબીઓ.

બાઇ કામણગારો કાન માળા ચોરીરે;
જ્યાર પુછશે સા પેર, સધઅર મોરીરે;
જો ઉડીને ઉલડો સહુ તો, વીપ્રીત ભાસે આજરે;
માણસને શું મોહોડ કહીએ, નિરલજને શી લાજ. મા૦ ૧

ગોળ પોતાનો ચોરી ખાઇએ, રહીએ સણગટ વાળીરે,
સ્વારથે મુજ સામું જુવે, વરણાગીઓ વનમાળી. મા. ૨
સાસુ મારાં છે અતિ સાપણ, નણદલ નાર કમારીરે;
ફુલ પહેલાં ચોસર ગુંથે, કેડ ન મેલે મારી. મા. ૩
પરણ્યો અમારી પેર ન જાણે, નહિ રત્તાનો હામરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રશીયો, શરણે રાખશે શ્યામ. મા. ૪

## ગરબી ૨ જી.

મારી સાસુ પુછશે વાત માળા ક્યાં ગઇરે.
વહુ કાલની તારે કંઠે મેં દીઠી નહીરે.
લાડકડી વહુ માળા તમારી મેં કાનને કંઠે દીઠીરે,
આવડી ડાહી તને કેમ કરી, વળી વાત કરે છે મીઠી. મા૦
શા માટે તેને આપી છે, ને શો કીધો ઉધારોરે;
શા માટે મારા મંદીર પધારે, મોહન કામણગારો. મા૦
કાનો ચંચળ ચડતે વેશે નરનો મગ ન છાજેરે;
હરી સંગાથે હસતાં દેખી, હૈયડાં મારાં દાઝે. મા૦
હાણ થવાનું દુખ નથી પણ, હરી પેધે તે માઠું રે;
રામ કૃષ્ણ પ્રભુ રંગનો રસીયો, કદીએ ન છુટે નાઠું. મા૦

## ગરબી ૩ જી.

મારી બાઇજી સમજે મનમાં સમ હું ખાઇશરે; ટેક.
મારી નણદલને નહી ગમે તો મહીયર જઇશરે;
બાઇજી જુથવ નામે માળા, રેડલીએ ભરાવીરે;
ઘેલી થઇ ઘર કામજ લાગ્યું, વળતી વિગત ન આવી. સ૦
શું સમળી આકાશેથી આવી, ગગને ઘેર થઇ ચાલીરે;

વંદ્રાવનમાં ગઉ ગઉ ચરાવતાં ગોવિંદને હાથ લાગી. સ૦
અમો વહુવારૂ નાનાં માટે બોલતાં મુખ બીજે રે;
મોહનનું મુખ મીઠું કરાવી માળા માગી લીજે. સ૦
ઘેરે ઘેરે પુછી જોજોને, બોલ્યું ન પડે બહારરે;
રામકૃશ્ણ પ્રભુ રંગનો રસીયો, સઉની લે સંભાળ સ૦

## ગરબી ૪ થી.

તારે નણદલ બોલી વાત સમ શા ખાશોરે;
જ્યારે આવશે મારો આવશે ભ્રાત, સાચાં થાશેરે,
કહેવાદે મારા ભાઇને, એને કાનુડો બહુ વાલોરે;
મોહનને કહીએ રૂડા દીસો છો, માળા મારી આલો. સમ.
કે દહાડાનું કરણુંફુલ તે, કયાંય આવી વીસારીરે;
તે મેં કહાનને કાને દીઠું, જાણે છે સઘળર મારી. સમ.
હરિને નીત પ્રિતે નિરખ્યા વિના, વહુને અન્ન ના ભાવેરે;
શામળીઓ સાહેબો થઇને, વહુજી માટે આવે, સમ.
વહુને અતિઘણો વહાલો છે શામળીઓ શામવરણુરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રસિયો મથુરાનો ભગવાન. સમ.

## પ્રેમની ગરબીઓ.

### ગરબી ૧ લી.

કહેવા દેને કાહાન તારી મને કહેવા દેને કાહાન,
વહાણુાનો વઢવાઢ વઢે છે, રવી ઉગમને ભાણુ; તા૦ ૧
ભિવરાવો તો બીજી નારી, ખઇ લોહું આરસપાણુ. તા૦ ૨
વંદ્રાવનની કુંજગલીમાં, હલકું પીપળીયાનું પાન. તા૦ ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, વળ્યાં અમારાં વાન. તા૦ ૪

## ગરબી ૨ જી

ક્હાન માગ્યો લો, જસોદાજી ક્હાન માગ્યો લો; ટેક.
આજની રજની રંગભેર રમતાં.
પ્રભાત પાછો લો. જસોદાજી. ૧
ક્યાં કામીને અણુવટ વિછુવા,
હાર હઇયાનો લો. જસોદાજી. ૨
હસ્તિ ઘોડાને માલ ખજાના
વહેલ સજુતી લ્યો, જસોદાજી
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ.
ચરણકમળ ચિત લ્યો. જસોદાજી. ૪

## ગરબી ૩ જી

લીધું રે લટકે, મારૂં મન લીધુંરે લટકે, ટેક.
વંદ્રાવનમાં વેણુ વગાડે.
વાંસ તણે કટકે મારૂં મન લીધુંરે લટકે, ૧
માતર અંગ કર્યા ગિરધારી;
અમને મારયાં છે લટકે, મારૂં ૨
પાટ પિતાંબર હરીએ પહેરયાં;
મોહી હું તો પીળુડે પટકે. મારૂં ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ.
ચરણકમળ ચિત અટકે. મારૂં ૪

## ગરબી ૪ થી

મહી ઢળશે મારૂ, મોહનલાલ મહી ઢળશે મારૂ.
લાખ બે લાખનું માટ નંદાશે. શોભીતું મારૂં.
તમે વનમાળી ન કરો આળી, અમે વહુવારૂ; મો० ૨
ફુલ પડે તેની ચોસર ગુંથે, લોક બોલે ન્યારૂં. મો० ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ ચરણકમલ વારૂં. મો० ૪

# ભાગ ૬ ઠો.

—※—

## ગરબીઓ.

( હારે ચાલો ડાકોરમાં જઇ વશિએ એ રાગ. )

હારે મારા સમ મોહન મળજો.
હારે મારી આશા પુરણ કરજોરે. મારા. ૧
હારે મારે ઘેર આજ નથી વાલા;
હારે મારા ઘર ભણી વળજોરે, મારા. ૨
હારે હું આવી પણ આપ મળ્યા નહીં.
હારે કહી ક્યારે હવે મળશોરે. મારા, ૩
હારે હરિ ભટના હરિ છો રંગ રસીયા
હારે મળી હવે દુઃખ મારૂં હરજોરે. મારા. ૪

## ગરબી ૨ જી

હારે લટકાળો ગિરિવધારી;
હારે મને મારી નેન કટારીરે. લટકાળો ગિરિવરધારી;
હારે આજ મળ્યા વહાલો જુમનાની તીરે;
હારે એની રૂપ રશીક છબી ન્યારીરે. લટકાળો. ૧
હારે શામળીયાએ કહ્યું સાનમાં,
હારે મને પ્રાણ થકી ઘણા પ્યારારે. લટકાળો. ૨
હારે હરી ભટના હરિએ કર્યું કામણ;
હારે મારી શુધબુધ સર્વે વિસારીરે. લટકાળો. ૩

## ગરબી ૩ જી.

હારે મારા શ્યામ કાલે મળજો;
હારે પેલું વચન બોલ્યા તે હરી પળજોરે. મારા૦ ૧
હારે રસ્તે આળ ન કરીયેરે વહાલા,
હારે મારી સાચી વાત સાંભળજોરે. મારા૦ ૨
હારે ઘણી પ્રીત કર્યા પછી ગીરધર;
હારે પેલા લોક ડરાવ્યા ન ડરજોરે. મારા૦ ૩
હારે હરીભટના હરી છો હજુ કાચા,
હારે તે માટે પાછા વળજોરે. મારા૦ ૪

## ગરબી ૪ થી.

હારે જુમનાની તીરે વહાલો,
હારે જીવણને જોવા રેચાલો. જુમ૦ ૧
હારે જુમનાજીને તીરે વહાલો ધેન ચરાવે,
હારે મોરલી બજાવે નંદ લાલોરે. જુમ૦ ૨
હારે ઘણે દહાડે ઘેર આવ્યા નહી જાવા દેઉ,
હારે મટે મનુષ્યાદેહીનો લાહોરે. જુમ૦ ૩
હારે હરીભટના હરિ છો રંગ રસીયા;
હારે માટે ઘેરાને ઘરમાં ઘાલોરે. જુમ૦ ૪

## ગરબી ૫ મી.

હારે ચાલો ચતુર કાંઇ લાજો;
હારે તમે આવી અમને શું બાઝોરે. ચાલો૦ ૧
હારે વળગ્યા ચુમી ન કરો વહાલા;
હારે તમે શોર કરો શીદ ઝાઝોરે. ચાલો૦ ૨

હારે દેખે દુરીજન થાઓ સમજણા;
હારે અમે લાજીએ ને તમે ગાજોરે. ચાલો૦ ૩

હારે હરીભટના હરીને કરીએ હુંકારા;
હારે માટે હેત ઘણેરાં અમને દાઝોરે. ચાલો૦ ૪

ગરબી ૬ ઠી.

હારે મોહન મળતા નથી હમને,
હારે વાલા માન શું આવ્યું તમનેરે. મોહન૦ ૧

હારે હું તો ઘેલી થઇ ઘર ઘમો ભુલી,
હારે આ તનમન સોંપ્યું તમનેરે. મોહન૦ ૨

હારે પ્રભુ આગળ વ્યાકુળ થઇ છું.
હારે માટે મનની વાત કહું છુંરે. મોહન૦ ૩

હારે હરિભટના હરી ના મળો તો;
હારે હવે પ્રાણ તજું પલમેરે. મોહન૦ ૪

ગરબી ૭ મી.

હારે વિઠલ માં વળગો હમને;
હારે પ્રભુ લાજ નથી કંઇ તમનેરે. વિઠલ૦ ૧

હારે સઉ સખીયો ગઇ મુજને રોકી;
હારે રહો પરા કહું છું તમનેરે. વિઠલ૦ ૨

હારે ઘેર જઇ સઉ સખીયો કહેશે,
હારે તેની બીક ઘણી છે હારે મન વિઠલ૦ ૩

હારે હરિભટના હરિ આજ જવાદો,
હારે વાલા કાલે મળીશ હું તમનેરે, વિઠલ૦ ૪

### ગરબી ૮ મો.

હરિ મોહનની મોરલી વાગી;
હારે હું તો ભર નિંદ્રાથી જાગીરે મોહન॰ ૧
હરિ હું તો ઘરમાં સહુ નિંદ્રામાં મુક્યાં,
હારે ગઇ સખી જ્યાં ભડભાગીરે. મોહન॰ ૨
હરિ વાહાલા પ્રેમ ધરીને રાસ રમાડયાં,
હારે મારી ભવની ભાવટ ભાગીરે. મોહન॰ ૩
હારે હરીભટના હરીએ દીધાં દરશન.
હારે મારી વહેની વેદના ત્યાગીરે. મોહન॰ ૪

—※—

## ગરબીઓ.

### ગરબી ૧ લી.

મારા મનગમતા મહારાજ, મારે ઘેર આવોરે;
હું તો તલસું તમારે કાજ, હસીને બોલાવોરે. ટેક.
પીતમ ન કરશો વિલારે, આવો આજ આજ.
ઘેર ઘેરનાં પકવાન પડાવું ત્રીકમ તારે કાજ. મારે. ૧
મનમાં હતું જે ભાવજીરે, મુખથી કેમ કહેવાય,
આવી શોભા તો આવજોરે, મારૂં જોતામાં જોબન જાય. મારે. ૨
આ જોને આંગણીએ ઉભા, રંગીલા રણછોડ;'
રાધિના સ્વામી પ્રભુ અંતરજામી પુરો મારા મનના કોડ. મારે. ૩

### ગરબી ૨ જી

કેનો પીઉડો પરઘેર જાય, સખી શું કરીએરે;
આપથી એકલડાં નવ રહેવાય, વિજોગે મરીએરે. ટેક

રૂપ જોવંતા રશીઓ રૂડા, પરણ્યું કરે છે પ્રીત;
અણુતેડયો આંગણીએ આવે, એવી એની રીત, સ૦
બોલાવ્યો બોલે નહીરે કોને કહીએ વેણ;
શેરડીએ સામો મળેરે, વાલો નીચાં તે ઢોળે નેણ. સ૦
છળભેદમાં છાનો રમેરે. અમને વાયદે વાય;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, વાલો અરથ પડે ઓળખાય. સ૦

ગરબા ૩ જો

જાઓ જુઠડા બોલા કહાન, જાઓજી જાણ્યારે;
એવા ધુતારાના ઢંગ, પરઘેર માણ્યારે
વાટ જોવંતા રજની વીતી, આવ્યા ઉગમતે સુર;
કામણગારા કાનજીરે, વાલે અમને વિસાર્યાં છે દુર, જા૦
પરનારી શું પ્રીતડીરે, કીધી ઠામોઠામ;
અહીં આવીને શું કરેરે, જેનો ઘેર ઘેર હોય વિશ્રામ. જા૦
કોના મંદીરમાં કાનજીરે, કીધી લીલા લેહેર;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી મેં તો જાણી તમારી પેર. જા૦

ગરબી ૪ થી

મને કૃષ્ણ જોયાના કોડ સખયર ચાલોરે.
ઉમીઆજીને લાગુ પાય હરિવર આલોરે.
દેરે દેરે દીવા કરૂંરે, પુજુ શંકર દેવ;
શામળીયો વર પામવારે, હું તો કરૂં શંભુજીની શેવ, સ૦
ગોકુળની ગોવાલણીરે હીંડે મલપતી ચાલ;
એના ઉપર મોહન મોહી રહ્યારે, એનું મુખડું તે લાલગુલાલ સ૦
સાસુ મારી જસોમતીરે, સસરો શ્રી નંદલાલ;

કુંથ કોડીલો મારો કાનજીરે; મારૂં સાસરૂં ગોકુળ ગામ, સ૦
કાળંદ્રીને કાંઠડેરે, નહાતાં નિર્મળ નીર;
વસ્ત્ર તે લીધલો હરિ ગયોરે, હું તો શેણેરે ઢાંકુ શરીર. સ૦
ગાય શીખેને સાંભળેરે, રાણી રાધાજીનો રાસ;
નરનારી વૈકુંઠ પામશેરે, ગુણ ગાય નરસૈયો દાસ. સ૦

### ગરબી ૫મી.

તારી મોરલીએ મહારાજ, મન હરો લીધાંરે;
મારી ગઇ છે શુધને સાન, કામણ કીધાંરે.
સાંભળતામાં શુધબુધ ભુલી, ને તનમન વ્યાકુળ થાય;
પુત્ર પતિ પરિવાર સહિત, મને મંદીર ખાવા ધાય મ૦
અંતરમાં વ્યાકુળ થયાંરે વિસરી ભોજન પાન;
અવળાં આભુષણ પહેરીયાંરે, મેં તો નેપુર ધાર્યાં કાન. મ૦
સેંથે કાજળ સારીયાંરે, સિંધુર નયણે રેખ
એકએકથી ઉતાવળીરે; નિસરી આવી તે દેખાદેખ. મ૦
સન્મુખ આવી ઉભા રહ્યાંરે, નયણે નિરખ્યા નાથ;
લક્ષમણ ના સ્વામીને રંગે રમતા મેં; તો હરખે જોડયા હાથ,
મન હરી લીધાંરે.

---

## રાસલીલાની ગરબીઓ.

### ગરબી ૧ લી.

(જગતમાં તે ઠરેરે, જગતમાં જે જન બોલે જુઠું. એ રાગ.)
વનમાં લેઇ જઇરે, મુજને ભુલાવી કાનુડે. ટેક.
આંખ તણે અણસારે મુજને, સાન કરી સમજાવી;
મેં જાણ્યું આજ રજની રમવા, હેત કરી બોલાવી. વન. ૧

મંદીરથી હું બહાર નીકરી, આવી તેની પાસે;
કર ઝાલી મુજને લેઇ ચાલ્યો, જાણ્યું કંઇ લઇ જાશે. વન
અઘોર વનમાં ઉભી રાખી, કહ્યું ખાવા કંઈ લાવું;
સામગ્રી બહુ જાતભાતની, જલદીથી લઇ આવું. વન.
એમ કહી મારગ ચાલ્યો બોલ્યો વેણુ રસાળુ;
વાટ જોતામાં રાત પડી ગઇ, ઉભી રસ્તો નિહાળું વન.
ઘન ગાજેને ઘોર અંધારી; રાત વીજળી ચમકે;
હું ગભરાણી કાંઈ ના સુજે કાળજડું મારૂં ફટકે. વન.
દાદુર મોર બપૈયા બોલે, ઝરમર મેઉલો વરસે,
વનવગડામાં હું એકલી, પિયુ વિના જીવ તલસે. વન.
વીરહની જ્વાળા શરીરે વ્યાપી, તેથી થઈ હું ઘેલી;
એક દુખમાં બીજું શું બાર, વરસાદે કરી એલી વન.
ચાર પહોર રને અથડાણી, ના રહી દુઃખની બાકી.
મથામાધના પ્રિતમ સારૂ ફરી ફરી હું થાકી વન, ૮

ગરબી ૨ જી રાગ ઉપરનો

હું તો એકલડી રે મુજને અઘોર વનમાં મેલી, ટેક
હું ગભરાણી માર્ગ ન સુજે, અકળાયે જીવ જાશે;
અરે દઇવ તેં આ શું કીધું પુંઠે વાતો થાશે. હું તો. ૧
વેરણ મારી માવડી મુને પહેલેથી ના મારી;
ઉછેરીને મોટી કરી ત્યારે સંગ થયો ગિરધારી. હું તો. ૨
ત્યારે મુજને વનમાં લાવ્યા, આ સુખને હું પામી,
કોની આગળ કરૂં વાર્તા, દુખની ના રહી ખામી. હું તો. ૩
શું કરૂં હવે કોની પાસે જઇ વિસામો ખણી;
રેણી નીર્ગમી રવી પ્રગટ થયો, મારગ ચાલી જાવું. હું તો. ૪

શું જાણું એ ક્યાં ગયો મુને વગડામાં મેલી;
મુજ સરખી રસ્તે મળી કોઇ સુખડનાર અલબેલી. હું તો. ૫
તેની સાંસે ગયા હશે એ, કપટી કુંજવીહારી;
અમારામનો પ્રિતમ પ્યારો, થઇ ગયો વ્યભિચારી. હું તો. ૬

ગરબી ૩ જી.

તુજને દયા કયોરે પેલા નંદજીના છઇએએ,
માત તાતનું કહ્યું ન માન્યું ન કર્યું કોઇનું વાર્યું,
અધીર વનમાં તેડી લાવી, કર્યું પોતાનું ધાર્યું. મુજ. ૧
આશા છળભેદ કરીને, ક્યાં ગયો શું જાણું
રાત દિવસ વનમાં અથડાવું ધીરજ કઇ પેરે આણું મુજ. ૨
અરે વિશ્વભર આ શું કીધું કેઇ નરે ભરમાવ્યા;
વહાલપણામાં વેર કરીને, ગયો તે પાછો નાવ્યો. મુજ. ૩
તેનો વાંક ઘણેરો સુજને મનમાં સમજી રહીએ;
સુખ દુઃખ કર્મે ભોગવવું તે કેની આગળ કહીએ મુજ. ૪
શાને કાજે વેરી થઇને આ વનમાં ભરમાવી,
રસ્તે દુઃખ પામું ઘણું એને દયા કાંઇ ના આવી. મુજ. ૫
એવો નિર્દય થઇ ગયો, એને કોણ શીખામણ આપે;
શોક સમુદ્રના હું પડી, મારૂં કાળજડું કાપે. મુજ. ૬
હે પરમેશ્વર કહું છું તુજને, મહારે તે શું કરવું;
આકળામણ આવે ઘણી, આ જીવ્યાથી ભલું મરવું મુજ. ૭
એક વિચાર મનમાંય કરૂં, જાઉં વંદ્રાવનની વાટે;
અમારામનો પ્રિતમ મળશે જમુનાજીને ઘાટે. મુજ. ૮

ગરબી ૪ થી.

સનો ક્યાં ગયોરે, અહિંયાં કોણ અમારૂં મેલી.

બીક ઘણેરી લાગે મુજને નિદ્રા નાવે જાગું;
ગિરીવરધારી કુંજવિહારિ ચરણે એને લાગું. કાનો. ૧
શ્રી નારાણ શ્રી પુરૂષોતમ, વારે મારી થાજો.
આ વનમાં અંધારી રાતે, સહાય આવીને થાજો. કાનો. ૨
રૂદન કરતાં રવિ પ્રગટ થયોને. લાગી તાલાવેલી;
ઘેર જતાં ઘરનાં સૌ પુછે; ગઇતી કયાં એકેલી, કાનો. ૩
કસુંબે રંગેલી તારી, સાડી ચરણા ચોળી;
વરસાદે ભીંજાઇને આવી કોને રંગમાં રોળી, કાનો. ૪
તે સારૂ હું ઘેર જઇશ કયમ એક દશા નવ સુજે;
કોની આગળ વાત કરૂં હું, શરીર થરથર ધ્રુજે, કાનો. ૫
એવામાં એક નારી દીઠી, મહી વેચવાને જાતી,
ઉભી રહે બાઇ મારા સમ તુજને, હીંડે છે મદમાતી, કાનો.
કર જોડી તુજને પુછુ છું, ખબર હોય તો કહેને;
નંદજીના કુંવરની મુને ભાળ બતાવી દેને, કાનો. ૭
હા બાઇ મેં હમણાં દીઠો તો કદમખંડીની પાસે;
મયારામનો પ્રિતમ તુજને, જલદી ભેગો થાશે. કાનો. ૮

## ગરબી ૫ મી.

હું તો ઘેલી થઇરે પેલા કાનુડાની સંગે,
સહચર મારી શું કહું તુજને દીલડા કેરી વાત:
સાન કરી મુજને તેડી ગયો મંદીરમાં મધરાત, હું તો. ૧
શું જાણું એણે શું કીધું, શું મુજને ખવડાવ્યું,
શું ચેટક લગાડયું મુજને તેમાં ચિત ભરમાવ્યું. હું તો. ૨
તે દહાડાનું મન કટકયું કો આગળ જઇને કહીએ;
અહરનીશ કરૂં સમરણ એનું, એ વિના કેમ રહીયે, હું તો ૩

અથમથી સધુ વાતો કરતાં છે કાનુડો કપટી,
મુજને ભોળવી ભુરકી નાંખી, તેમાં હું ગઇ લપટી. હું તો. ૪
નાત જાત મરજાદ તજીને, કોઇની બીક ન આણી;
કામકાજ ઘર ધંધો ભુલી લાલચમાં લોભાણી. હું તો. ૫
એની મારી વાત સાંભળી, કોઇ દયા મન લાવો.
હરેક રીતે એને સમજાવી મંદીર તેડી લાવો. હું તો. ૬
તો એની સંગે રમીને દુખડાં મારાં વામું;
ચેટક મારા ભવનું દુર થઇ, સુખ સાગરને પામું. હું તો. ૭
તુજને મોકલું એ નહી આવે, એનો નહિ વિશ્વાસ;
મયારામના પ્રિતમ વિના, હું બણી થઇ ઉદાસ. હું તો. ૮

ગરબી ૬ ઠી

મુજને દગો કરીરે, પેલો કયાં ગયો કાનુડો. ટેક.
પહેલેથી મુજને હેત દેખાડી, કપટે કરતો વાતો,
મુજ સરખી અલબેલી મુકી પરમંદીરમાં જાતો. મુજ. ૧
આડું અવળું ઘણુંય હેરૂં, કંઇ ન ફાવનો લાગ;
તાહરા સમજો દેખું વાટમાં; ઉતારી લેઉ પાઘ. મુજ. ૨
શી એમાં એની તે શોભા કરતો નથી વીચાર;
દુરિજન મજના લોક જાણશે હાસી કરશે વ્રિજનાર. મુજ. ૩
જ્યાં મારે મંદીર આવે, કરજોડી રહું ઉભી;
કોઇ શોકયે એને ભરમાવ્યો, શા વાકે મને દુભી. મુજ. ૪
એના મનનું હારદ સમજી, વળતો ઉત્તર આપું;
શા માટે નગણો થઇ બેઠો, તનમન એને સોંપું. મુજ. ૫
માટે જઇ કહેજે કાનને, થઇ રહેજે હુશીઆર;

શીક લાજની ગરજ હોય તો મળજો એકજ વાર; મુજ. ૬
મારા મનમાં એવું આવે, એના ઉપર મરીએ,
નહી તો જોગ ધારણ કરીને વંદ્રાવનમાં ફરીએ. મુજ. ૭
બહેની મારી વાત સાંભળી, કોઇ દયા મન લાવો.
હરેક તરેહ એને સમજાવવા, મંદીરમાં તેડી લાવો. મુજ ૮
એને શીખામણ દેઈ સમજાવે, તેની થઇ રહું દાસી;
મયારામના પ્રિતમજી આ, વ્રિજમાં થાશે હસી. મુજ. ૯

## ગરબી ૭ મી.

(રાધીકાજી શ્રીકૃષ્ણને શોધે ને રાસલિલાનું સુખ સાંભરે છે.
ને છેવટે રાધા કૃષ્ણનો સમાગમ થાય છે)

વનમાં ભુલી પડીરે; પેલો ક્યાં ગયો કાનુડો. ટેક.
ઝરમર ઝરમર મેહુલો વરસે. પુરણ કરી છે હેલી;
અંધાર વનમાં મુજને મેલી, ત્યાં કોણુ અમારૂં બેલી. વન૦ ૧
ગોકુળગામની ગોવાલણી. સહુ મહી વેચવા ચાલી.
મારગ મળીયા માવજી, ત્યાં રોકી રાધે પ્યારી વન૦ ૨
મારગ મળીયા માવજી, મને રોવા સરખી કીધી:
માથા ઉપરની મટુકી, ઉઠાવીને લીધી; વન ૩
જસોદાજી લાલ તમારો, આડા અવળી ચાલે;
સોળ સહસ્ર ગોપીમાં, કાનજી મન માને ત્યાં માલે વન૦ ૪
આગળ પાછળ મહેલ તમારા; વચમાં અમારી મેડી,
અગાશીમાં અમેજ રમતાં. સાન કરી શીદ તેડી, વન૦ ૫
મોર મુગટને કાને કુંડળ; હરખે વાગે તાળી;
આગળ પાછળ ગોપી નાચે મધ્ય નાચે વનમાળી. વન૦ ૬

ભમરા ખાતાં સુંદરજીએ, એવી માયા કીધી;
હરી તો અંતરધ્યાન થયા, એક સખી સંગાથે લીધી. વન૦ ૭
પુરૂષોતમને પગલે પગલે, જોતી જોતી જાઉં;
નારાયણનાં દર્શન વિણુ હું, આકુળવ્યાકુળ થાઉં. વન૦ ૮
જોતામાં એક અબળા દીઠી, તેને પૂછી વાત.
રાધા કહે અભિમાન આવ્યું, ત્યારે તજ્યો અમારો સાથ. વન૦ ૯
ઝાડે ઝાડે જોતી ચાલું, જઈને ઝાલું હાથ;
તમાલ જાણી શ્રીકમજીએ, પ્રેમી બાંડી બાથ. વન૦ ૧૦
વંદ્રાવનની કુંજગલનમાં, મળીયાં રાધે પ્યારી;
મયારામના પ્રિતમ મળતાં, વેળા અગ્યારી વાળી. વન૦ ૧૧

## ગરબી આઠમી.

(રાધા–કૃષ્ણના સમાગમ થયા પછી રાધા શ્રી કૃષ્ણને કહે છે.)
વાલમ ક્યાં ગયાતારે સાચું બોલો મારા સમ.
છેતરપંડી કરી મુજ સાથે, મેં અવગુણ શો કીધો;
સાચું બોલો કુંજબિહારી, કેહ રંગે લાવો લીધો. વાલ૦ ૧
તમારે સ્નેહે બંધાણી, છેક માયા ઉતારી,
મુજ સરખી અલબેલી મુકી, કોણ ગમી ધુતારી. વાલ૦ ૨
ભરોસો પુરણ રાખી, તમ સાથે લોભાણી,
આ વ્રિજના નર નારીમાં; હું ઘેર ઘેર ગવાણી. વાલ૦ ૩
વેણુ વગાડી મોહ પમાડ્યાં, શરદ પુનમની રાતે;
હેત દેખાડી વાલમ અમને, રાસ રમાડ્યાં ખાંતે. વાલ૦ ૪
એવું સુખ આપી દુઃખ દીધું આ સારે મોરારી
હું અબળા નિર્બળ રહું છું, કેમ કીધી વિસારી વાલ૦ ૫

વાટ તમારી જોતાં જીવણ, ચઉ દીસે જોઉં ન્યાળી;
બાર વન ચોવીસ ઉપવનમાં. દીઠા નહી વનમાળી. વાલ૦ ૬
જેવું હેત તમારૂં હૈયે, તેવું મારૂં જાણો;
ઓ રંગરશીઆ વનમાળી, તમે વાત મારી પરમાણો. વાલ૦ ૭
એમ કહી કંઠે કર નાંખ્યો, શીદ કરો છો હાંસી.
દયારામના પ્રિતમની હું થઇ રહીછું દાસી. વાલ૦

ગરબી ૯ મી.

ગીરધર લાલજીરે, મારી ગાવડલી સંભાળો. ટેક.
સાંજ પડે સંભારી લાવો. આડે રહી દોવરાવો;
દુધ ભાનમાં સાકર ભેળું વાળુ કરવા આવો. ગીર૦ ૧
હાણુને પોહોર વદેલા ઉઠી શેર વલોણું સાવા,
ધીતાવણીમાં લોટ સેકાવું, ખાંડ ભેળીને ખાવા, ગીર૦ ૨
ઘરમાં નથી કોઇ ન્હાનું મોટું કોઇની બીક ન ધરીએ;
એક રાત વાસો આવ્યો તો બે.લાચાલી કરીએ, ગીર૦ ૩
ગોવાળીઆને ગર્વ શો છે જે તેડે ત્યાં જઇએ.
નરસૈયાના સ્વામી મળે તો, સૌ વાતે સુખીયાં થઇએ;

ગરબી ૧૦ મી.

(વાંસળીનાં આહેરિયાં)

ધુતારા ધરધરણી તારી વાંસળીરે લોલ;
વાળીએ કઇ ઘેલું કીધું ગામજો, ધુતારા. ટેક.
સખી ન્હાતાં ધોતાં વલોવતાં નીસરયાંરે લોલ,
દળતાં પડતાં રમતાં મુકયાં બાળજો. ધુતારા. ૨
સખી આ શું સસરો જેઠ જેઠાણી નવ ગણ્યાં રે લોલ.
કંથજીને ચડતી મુકી રીસજો. તાધુરા. ૩

સખી મધરાતે મોહનજી બેઠા કદમ ચઢીરે લોલ,
ગોપીજનનાં હરીયાં છે કંઇ ચીરજો. ધ્રુતારા. ૪
સખી અવળાં વસ્ત્રને અવળાં આભુષણ પહેરશોરે લોલ;
કાન તણાં લઇ કેડે ધાલ્યાં કામજો. ધ્રુત.રા. ૫
સખી રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીએરે લોલ,
ગોપીજનની પુરી છે કંઇ આશજો. ધ્રુતારા. ૬



## ગરબો ૧૧ મો.

હસવા સરખી હરીશું મારે ગોઠડીરે લોલ;
હસવા સરખું વ્રીજમંડલ શુભ ધામજો હસસા. ટેક.
સખી ન્હાતાંને ગાતાંરે ગુણ ગોવીંદનારે લોલ;
વસ્તા સરખું વંદ્રાવન શુભ ગામજો, હસવા. ૧
તીરથમાંરે તીરથ કેશવરાયનુંરે લોલ;
પીવું મારે પ્રેમતણું રસપાનજો. હસવા. ૨
પ્રિત હમારી નિર્મળ નંદકુંવરશુંરે લોલ;
ભાત હમારો ભુધરજીશું ભગતીજો. રસવા૦ ૩
રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીએરે લોલ;
ગોપી સઘળી ગુણ તમારા ગાયજો. હસવા૦ ૪



# ભાગ ૭ મો.

## રાસલીલાની સાખીઓ.

રૂડી શરદપુનમની રાતરે, સુંદીર વેણુ વાગે વેણુ વાગે;
મારા વાલોજી રમીયા રાસરે, સુંદીર વેણુ વાગે વેણુ વાગે, ૧
વાલે નટવર ધરીયો વેશરે સુંદીર.
કેના ઘુઘરીઆળા કેસરે સુંદીર, ૨
ગોપી અતિ ઉતાવળા આવેરે સુંદીર
મોતી મુક્તાફળેજ વધાવેરે. સુંદીર ૩
દેહીની શુધબુધ સઘળી વિસારીરે સુંદીર
નયણે નીરખ્યા તે શ્રી વનમાળીરે. સુંદીર, ૪
ગોપી આવ્યાં તે પુર્વની પ્રીતેરે સુંદીર;.
જઇ મળીયાં તે રંગની રીતેરે સુંદીર; સુંદીર. ૫

### સાખી.

કેમ આવ્યાં તમે કામની એમ બોલ્યા જુગલકીશોર;
અડધી નીશાએ વનમાં આ વેળાએ ચાલે ચોરરે;
કામની કેમ આવ્યાં કેમ આવ્યાં ૧
આ વનમાં તે શું છે કામરે કામની;
તમો જાઓ તમારે ધામરે. કામની. ૨
સહુ લોકમાં તે કલંક લાગશેરે કામની;
આ ધર્મ, તમારો જાશેરે, કામની. ૩
તમો ઘરનાં તજી સહુ કામરે કામની;
સ્વામી સુતા મુકીને ધામરે. કામની. ૪

શ્રીપ્રભુજી એમ કહેરે કામની.
પછી ગોપી તે ઉત્તર દે છેરે; કામની. ૫

સાખી

પ્રભુ તમે તે જોબન તજાવ્યા પ્રભુ તજાવ્યો સંસાર ;
પ્રભુ તમોએ વનમાં તેડીઆં પ્રભુ તમો કરોછો તુચ્છકારરે,
શ્રી નંદના ૧

તારી છેલાઇ જોઇને હું તો છાકીરે શ્રી નંદના;
અને વહાલું નથી તમ પાખીરે,
હમે લોપી તે કુળ કેરી લાજરે શ્રી નંદના.
પ્રભુ આવ્યા તમારે કાજ રે. શ્રી નંદના ૨
અને આલો આનંદરસ દાનરે શ્રી નંદના
અને લાગ્યું તમારૂં ધ્યાનરે. શ્રી નંદના ૩
હમે શરણ આવ્યાં તહારીરે શ્રી નંદના;
એ મોરલી સુણીને બીહારીરે. શ્રી નંદના ૪

સાખી

વચન સુણી વ્રજનારનાં થેઇ થેઇ રમીયાં રાસ;
ઝમઝુમ વાગે ઘુઘરી વ્રજ સુંદરીની પૂરી વાલે આશરે;
શ્રી ગીરીવર ગીરધારી ગીરીધારી

વ્રજ સુંદરીની સંગે વાલો ડોલેરે શ્રી ગીરી.
મુખે જેજે તે શબ્દ બોલેરે. શ્રી ગીરી૦ ૧
મુખે ગાયને લે છે તાળીરે શ્રી ગીરી૦
એક એકના વચ્ચે હાથ આલીરે. શ્રી ગીરીવર૦ ૨
કોઇ સખી તે વેણુ ગુથેરે શ્રી ગીરી૦
કોઇ સખી અધરરસ લુટેરે. શ્રી ગીરીવર૦ ૩
આ જુમનાં વહે છે ગંભીરરે શ્રી ગીરી.
જુવે તેનાં મન થાય સ્થીરરે, શ્રી ગીરીવર૦ ૪

સહુ દેવતા ત્યાં જોવાને આવેરે શ્રી ગીરી.
તે તો પુષ્પ થકી વધાવેરે. શ્રી ગીરી૦ ૫
ત્યાં ચંદ્ર રહ્યો છે કરજોડીરે શ્રી ગીરી.
શું વર્ણવું બુદ્ધી થોડીરે. શ્રી ગીરી૦ ૬
પ્રભુ મુખે મોરલી ધરી છેરે શ્રી ગીરી.
ખટ મહીનાની રજની કરી છેરે, શ્રી ગીરી૦ ૭
વહુ રાસ રમીને આવ્યાં ઘેરરે શ્રી ગીરી.
તેની કોઇએ ન સમજી પેરરે, શ્રી ગીરી૦ ૮
ધન્ય ધન્ય આ વૃજની ભુમીરે શ્રી ગીરી.
જુએ તેનું તો મન રહે લોભીરે. શ્રી ગીરી૦ ૯
ધન્ય ધન્ય આ વૃજની નારીરે શ્રી ગીરી,
રાસ ક્રીડા કરે શ્રી મોરારીરે શ્રી ગીરી૦ ૧૦
જે ગાય શાખે આ રાસરે શ્રી ગીરી.
તેની શ્રી કૃષ્ણ પુરે આશરે. શ્રી ગીરી૦ ૧૧

## દાણલીલા.

રાધા—પાલવડો મેલો મોહનજી મારગડે મને જાવા દો;
આવતાં આપીશ દાણ તમારૂં, મહી મારૂં વેચાવા દો. ૧

શ્રી કૃષ્ણ—વેચતાં તને કોણ ખાળે છે, સાંભળને રાધે પ્યારી;
મહી ગોરસનું દાણજ દોની, વહેલી થાને વૃજનારી ૨
નારીને તું ના બોલાવીશ છાનો રહેને છોગાળા.
કઠણ રાજ કંસરાયનું ગણ ચારી ખા ગોવાળા. ૩

શ્રીકૃષ્ણ—હું ગોવાળીઓ તું ગોવાળણ ફરી ગમે તો આવજે,
હંસ સરિખા હીમાયતી, સાથે તેડી લાવજે,

રાધા—તેડી લાવું દો મને જાવા રોકી રહ્યા છો વ્રજનારી;
રૂઘનાથના સ્વામી શામળીઆ, ઘહેલા દીસો છો ગીરધારી ૫
શ્રીકૃષ્ણ—ઘેલો છું પણ દાણ નહી મુકુ, દોકડો એક ઓછો,
ગીરધારીએ ગોકુળ વાસ્યુ, ઈંદ્ર કરતાં હું મોટો. ૬
રાધા—મોટો છું ત્યારે મથુરાં મેલી, અડધી રાતે શું આવ્યો;
પરઘેર રહી પેટ ભરનો તને દાણી કોણે કહાવ્યો. ૭
શ્રીકૃષ્ણ—વાંકા બોલી વાર કરે છે, કહે તો હૈયાનો હાર તોડું;
દાણ દહીંનું દેરે અબળા, નહિ તો માથાનું માટ ફોડું ૮
રાધા—હાર નહિ તુટે માટ નહિ ફુટે; ન્યાય નગરમાં પુછાશે:
રૂગનાથના સ્વામી શામળીઆ; કહો ગોકુળ કેમ રહેવાશે ૯
શ્રીકૃષ્ણ—ગોકુળ રહો કે જાઓ અત્યારે દાણ દધીનું નહી મેલું;
ચીર હરયાં તે ગયાં વીસરી કામનીઓ કારણ પેલું ૧૦
રાધા—નંદ તણે ઘેર નવલખ ગાયો નો'તું તે ધન ફાલ્યું છે
માતા તારી મહી વેચતી હમણાં રાજ આવ્યુ છે ૧૧
શ્રીકૃષ્ણ—હમણાં હમણાં કરતી રહેજે મેણાં દેતી મધ્યચારી;
ધુતપણામાં તું ધુતારી ઠગપણમાં છું ઠગારી ૧૨
રાધા—તું ઠગારો તારી માનો પાળેલો તારી માને મેણાં દેવરાવે
રૂઘનાથના સ્વામી શામળીઆ ઝાઝુ તે શું કહેવરાવે ૧૩
શ્રીકૃષ્ણ—કહ્યા પ્રમાણે લેતો નથી, પણ તું મોઢુ નથી રાખતી
અમો છીયે રાજા મહારાજા અમને નથી તું ઓળખતી ૧૪
રાધા—ઓળખું છું તું આવ્યો નાશી મહા વનમાં તું છાનોછું
જાદવકુળ મધે જન્મ છે તારો, નંદ તણે ઘેર નાનો છું. ૧૫
શ્રીકૃષ્ણ—માતા જસોદા મોટાં બડભાગી, તેના અમો છીએ અધીકારી
મોટા મુનિવર મર્મ ના જાણે ગોકુળ વસીએ ગઉ ચારી ૧૬

રાધા—ગઉચારી ગોપી ઘેર વળતાં અમને તમે ઓધાર્યા
રૂગમનાના સ્વામી શામળીઆ તમે જીત્યા અમે હાર્યા. ૧૭

—*—

## દાણલીલા.

રાધા—તમે અજાણ્યા અમે જાણીએરે,
મારો પાલવડો નવ તાણીએરે;
મળી રહો મન માંહ્યરે
શામળીઆ વહાલા રહો વેગળારે, તમે વાલા રહો૦ ૧
શ્રીકૃષ્ણ—નારી શું સમજાવે મુજનેરે,
તો નહીં જાવા દઉં તુજનેરે;
તારી મટુકીને રાખીશ આંતરે,
મહીયારી રાધા દો દાણ શુંરે તમે રાધા૦ ૨
રાધા—આવ્યા બહુ શું મરકીલા મીઠલારે;
મે તો તુજ સરીખા ઘણા દીઠલારે,
ઉપર છે કંસનું રાજરે;
શામળીઆ વહાલા રહો વેગળરે તમે વહાલા રહો૦ ૨
શ્રીકૃષ્ણ—નારો કંસ થકી શું થાય છેરે;
એવા કંઈ આવે ને કંઈ જાય છેરે;
તારા ઉરના ઉતારીશ હારરે.
મહીયારી રાધા દો દાણશુંરે; તમે રાધા૦ ૪
રાધા—અલ્યા હારે હૈયાનો ટુટશેરે;
મારી અહીંની મટુકી ફુટશેરે;
ઘેર સાસુડી દેશે ગાળરે,

મળીને ખાઓ રહો વેગળારે. મહીયારી૦ ૫

શ્રીકૃષ્ણ—નાગી ગાળને આળ નહી ચડેરે,
જેનું લેણું હોય તે લડેરે,
એમાં દાણ મેલ્યાં કેમ જાયરે મહીયારી૦ ૬

રાધા—અલ્યા દાણી તે કંઇનો કાવીયોરે;
મથુરાથી ગોકુળ આવીયોરે
આરી નંદ તણે ઘેર ગાયરે, શામળીઆ૦ ૭

શ્રીકૃષ્ણ—તારી વાત ચર્ચામાં શી લાજછેરે;
એતો પોતપોતાનું કાજ છેરે,
એમાં મનુષ્યાંની નવ હોયરે, મહીયારી૦ ૮

રાધા—અલ્યા મેણું માણસને લાગે ઘણુંરે,
સુણો વહાલ જ્યારે એ જણુંરે,
તને નિર્લજને નહી લાજરે, શામળીયા૦ ૯

શ્રીકૃષ્ણ—તારી લાજે તે કાજ નવ સરેરે;
અહીંયાં ભોંઠ તે કોની ધરેરે;
આર મગાવે આવગુ જગુ એયરે. મહીયારી૦ ૧૦

રાધા—એવું નેરંજ માં બોલો શામળારે
તારા ઉરના છિતા અંબળારે
મુકો નકોને અમારો હાથરે, શામળીયા૦ ૧૧

શ્રીકૃષ્ણ—તારો હાથ ન મેલું તારે
અહીયા અમલ થાય છે થાણેરો,
માટે દાણના દોકડા મેલરે. મહીયારી૦ ૧૨

રાધા—અમ્મા નદમાવાનો તું છોકરોરે
તારી પાસ નથી પઇસો રોકડોરે;

આવડો મચ્છર કેમ હોયરે. શામળીયા૦ ૧૩

શ્રીકૃષ્ણ—નાહી ભખુભાણની તું છોકરીરે,
તારી પાસે નથી પાઇ રોકડીરે,
આવડો કેમ અભિમાન હોયરે, મહીયારી ૧૪

રાધા—હું તો વિનતી કરૂં ક્યારનીરે,
સ્વામી રૂગનાથ હારી તમ થકીરે.
મહીતું તે દાણ નવ હોયરે. શામળીયા૦ ૧૫

—❋—

## દાણ લીલા.

ગોપી—અલ્યા કાનજી તું કયાં ઘેલો થયો જો,
તું તો શેનું માગે છે દાણજો
મહીની મટુકી મારી ફુટશેજો,
ગોરસની થાશે હાણજો. ઘેલું શું બોલે ગોવાળીઆજો. ૧
અલ્યા ન જાણીશ કોઇ બાપડી જો.
કોઈ મળશે માથા કેરા નારજો;
માટમ મુને રહેને વેગળા જો,
મારા કંસને થાશે જાણજો. ઘેલું શું બોલે૦ ૨

શ્રીકૃષ્ણ—તારો કંસ કમુધી નર શું કરેજો,
મારી સંગે છે સઘળો સાથજો;
અલી દહાડી તે દાણ ચોરી જતી જો.
ઘણે દહાડે આવી મારે હાથજો ઓછી તું જાત આહીરનીજો. ૩

ગોપી—અલ્યા હાથની તે હોંશ રખે રાખતો જો.
હાથે આરી જાણે છે ગાત્યજો,

પાલવ મુકીને રહે વેગળા જો,
આસ ભ્રિજમાં થાશે હાણુ જો. વેલું શું બોલે૦ ૪
કૃષ્ણ—અલી વ્રિજમાં વશીને વેર વાળશું જો;
રખે રાખતી હઈયામહામજો
નંદજીના નામ પ્રતાપથી જો,
હું તો છેદુ તારા કંસનો ઠામજો. ઓછી૦ ૫
ગોપી—અલ્યા કંસે કર્યું તે કેમ વિસરેજો
ભાઈ હણ્યા પોતાના ત્યાંયજો;
નાશીને છુટયો લાડકાજો,
આવી છછર્યો છે વ્રજમાંયજો, વેલું શું બોલે૦ ૬
કૃષ્ણ—વળી વ્રજમાં વશીને વર વાળશું જો.
તું તો જોજે અમારાં કામજો;
અવનીનો ભાર ઉતારવાજો,
ધર્યું નંદકુંવર ઘેર નામજો. ઓછી૦ ૭
ગોપી—અલ્યા સાચું કહેતામાં દુઃખ લાગશેજો,
પેટ માટે ચારે છે ગાયજો;
તું આવડો મોટો એમાં થયો જો,
તુને કોઇએ ન આપી કન્યાયજો. વેલું શું બોલે૦ ૮
કૃષ્ણ—અલી આહીરની કન્યા અમો શું કરૂં જો,
અમો સદા કહેવાએ બ્રહ્મચારજો;
રખે પડજાવો પાડતીજો,
તું તો પાળણીની ઓઢનારજો. ઓછી૦ ૯
ગોપી—અલ્યા લાખ ટકાની મારી મોળડીજો,
હીરા જડીલ અમારો છે હારજો;

આછી પટોળી મારી પેહેરશું જો.
તું તો કામળનો ઓઢનારજો. ઘેલું શું બોલે. ૧૦

કૃષ્ણ—જેનો બ્રહ્માએ તાણો તણ્યો જો,
એનો શંકર સરખો વણનારજો;
તેરે ઓઢણું મારે કામળી જો,
તેનો શેષ ન પામે પારજો ઓછી૰ ૧૧

ગોપી—અલ્યા શેષ સરખું તન તાહરૂંજો,
અમો ચંપક વરણી નારજો.
અલ્યા કાયા કનકને વેર વાધીયું જો
તો પશુતણો પીછારજો, ઘેલું શું બોલે૰ ૧૨

કૃષ્ણ— તું શાને નીસરી મહી વેચવા જો,
અલી બેશી રહેજે ઘરમાંયજો;
દોલત ઘણી છે તારા બાપનેજો,
તું શાને આવી અહીંયાંય જો ઓછી, ૧૩

ગોપી—આ વાટે સદા મહી વેચતાજો,
જઇ પૂછો જસોદા માયજો;
બાંધી મુઠી સવા લાખની જો,
ઉઘાડીએ તો પત જાયજો, ઘેલું શું બોલે. ૧૪

કૃષ્ણ—અલી ઘણી ઇચ્છા છે મહી ચાખવા જો
મીઠી મેળવણીનો સ્વાદજો;
પીરૂ પડશે તો પાછું આપશું જો
તું શાને કરે વિવાદજો, ઓછી. ૧૫

અલ્યા ગોરસ કેરૂં કોણુ ગજુ જો

જેટલું પીએ તેટલું પાતજો
વચને વેર વાધ્યું ઘણુંજો
કદી મન મેળાવો થાતજો. ઘેલું શું બોલે० १६

કૃષ્ણ—અમે દાણુને મશે શું દુભીએજો
તું તો દાસી દીસે છે રીસાળજો.
હસીને તાણી લે હાથમાં જો,
તું પ્રીત ધરીને રસ આલજો, ઓછી० १७

ગોપી—અલ્યા માગ્યાં મુક્તાફળ પામીએ જો,
હઠ કરે કંઇ નહી હોય જો;
લાજ નહીં તુને લાડકાજો,
મન આણને કઇ વિવેકજો. ઘેલું શું બોલે १८

કૃષ્ણ—અલી વિવેક ઘણો છે મન માહરે જો,
જવા નહીં દેઉં નિરધારજો,
આપ્યા વિના કેમ છુટશોજો,
તારા મનથું તું વિચારજો ઓછી० १९

ગોપી—તારા મનનો વિચાર મેં જાણીયોજો.
હઠ શાને કરો છો આમજો;
મનમાં મન મળી ગયું જો,
જેમ સાકર ભળે દુધ માંયજો. ઘેલું શું બોલે० २०

કૃષ્ણ—મીઠાં વચન તારાં માનુની જો,
સાકર સરીખા બોલજો;
પ્રીતનો બાંધ્યો તુજ પાસશું જો,
આ આપું તમોને કોલજો. ઓછી० २१

ગોપી—રાઢ ભાગીને રસ વાધીયોજો,

ગોવાલણી લાગી પાયજો;
નંદજીના કુંવર કૃપાળને જો,
ઉલટ તો અંગે ન માયજો                ઘેલું શું બોલે૦ ૨૨
જે કોઇ ગાય શીખેને સાંભળે જો,
તે ફરી ન આવે ગર્ભવાસજો;
દાણ લીલા દીનાનાથની જો;
ગુણ ગાય રતનાંયો દાસજો.                ઘેલું શું બોલે૦ ૨૩



## દાણલીલાની સાખીઓ, આહેરીયાં, ગરબાઓ વિગેરે ગોવાળીયાનાં.



શ્રીકૃષ્ણ—ઉંચીને અલબેલડી રાધે, સાંભળને કહું વાત;
વંદ્રાવનને માર્ગ જાતાં કોણ છે તારી સાથ,
ઉભીરે વ્રિજની નારીરે, પુછું પરણી કે કુંવારીરે.
આંજ્યા વિના આંખડી કાળીરે. બાજુબંધ બેરખાવાળીરે.        ૧

રાધા—સાથવાળી તેને ઘેર બેઠી, તારે શી પડપુછ;
માર્ગ મુકી રહે વેગળો, તારે મોઢે નથી મુછ,
ચાલ્યો જા પાંસરી વાટેરે, સાંખું નંદરાયને માટેરે;
તું તો ક્યાંનો કાનુડો દાણીરે, પાઉં તને પાંદડે પાણીરે.        ૨

કૃષ્ણ—શી છે તારી જાતડી, કીયું છે તારૂં ગામ;
કોણ છે તારાં માત પીતા, શું છે તારૂં નામ.        ઉભી. ૩

રાધા—આહીરની અમો જાતડી, ગોકુળ મારૂં ગામ;
વૃખભાનુની હું બેટડી રાધા છે મારૂં નામ.        ચાલ્યો. ૪

કૃષ્ણ—બોલતી નોતી ને બોલવા શીખી, આવડું બોલી આજ,
વંદ્રાવનમાં નિત્ય ફરે, તુજને તે શાની લાજ. ઉભી૦ ૫

રાધા—લાજવાળા છો તે જાણુ, ઢાંકી રાખો આપ;
વંદ્રાવનનો મારગ રોકી, નિત્ય તપાસો લાગ. ચા૦ ૬

કૃષ્ણ—ઝાઝાં રાખે મેઢકાં, ઝાઝી રાખે ગાય;
છાશ પીને મોટી થઈ, ભરવાડની જાત કહેવાય. ઉભી૦ ૭

રાધા—ગોકુળની આરી ગોવાલણી, મથુરાંથી આવ્યો કાન;
મારગમાં એકઠાં થયાં તું તો શેનુ માગે છે દાણ. ચા૦ ૮

કૃષ્ણ—ગોકુળની ગોવાલણી, મથુરાને મારગ જાય;
આડો કાન ફરી વળ્યો, તારો પ્રીતે પાલવ સાય ઉભી૦ ૯

રાધા—હમો બેટી બ્રખુભાણુની, રાણી રાધા મારૂં નામ;
દાણ લેવાની ગરજ હોય તો, આવજે ગોકુળ ગામ. ચા૦ ૧૦

કૃષ્ણ—નંદબાવાનો હું નાનડિયો કાનજી નામ પ્રમાણ;
દાણ લીધા વિના જાવા દઉ તો, નંદબાવાની આણ. ઉભી૦ ૧૧

રાધા—આણ તો માનું કંસની, બીજી ન માનું કોય;
નવ નંદ મારે નેસડે વસે; તારો નંદ તે કોણુજ હોય. ચા૦ ૧૨

કૃષ્ણ—કંસ તાસે તે કોણ છે, મેં વશ કીધો સહુ ઠામ.
સંભાળીને બોલજ તારી, શુદ્ધ ગઈ કે સાન. ઉભી૦ ૧૩

રાધા—શુદ્ધ ગઈ નથી માહરી, તારી ગઈ જેમ હોય;
સાંભળ જાઇયા નંદના, તારે મન વિચારીને જોય. ચા૦ ૧૪

કૃષ્ણ—મનમાંહે તું શું વિચારે રાધા. દાણ લેવાનો સહી;
તારી માને શું કહીયે, તને વેચવા મોકલી અહીં. ઉભી૦ ૧૫

રાધા—આસોને ગોપીના વાલા, સાંભળ કહું તે વેણ;
તારી માને શું કહીયે, તારી પાસે ચરાવે ધેન. ચા૦ ૧૬

કૃષ્ણ—મેણાં ભેણાં કરતી રહેજે, મહીયારી મદમાતી;
  દારૂ પીને દહાડા કાઢે; તું તો રંગે થઈ છે રાતી, ઉ૦ ૧૭

રાધા—કાનજી કાળા ન કર ચાળા, મોરલીયો વાળા;
  અડધી રાતે શું નાઠા, તમો, ભરીને ઉચાળા. ચા૦ ૧૮

કૃષ્ણ—દાણના દોકડા લેઈશું રોકડા. બીજી ના કર વાત;
  તારે મારે ઝગડો થયો, ફોડીશ મહીનાં માટ. ઉ૦ ૧૯

રાધા—દાણના દોકડા આપીશ રોકડા, બીજુ ન થાયે આળ;
  દાણ લીધામાં શું સમજે, તું નાનું સરખુ બાળ ચા૦ ૨૦

કૃષ્ણ—મહિયારી તું મદની માતી, હું નાનું સરખુ બાળ;
  બાળપણું તુજને દેખાડું, થવા દે સંધ્યાકાળ ઉ૦ ૨૧

રાધા—સંધ્યાકાળે તું શું બતાવે સાંભળ કાળા કાન;
  મહી વેચીને આવતાં આપીશ તાહરૂં દાણ ચા૦ ૨૨

કૃષ્ણ—તું રંગીલી રૂપની રૂડી, હું છબીલો કહાન;
  મહી ખપે કે ન ખપે, તું આપને મહારાં દાણ. ઉ૦ ૨૩

રાધા—મહિના દાણ ના હોય મોહન, મનમાં સમજો પેર;
  મહી પીવાનો ખપ હોય તો હરી, આવજો મારે ઘેર ચા૦ ૨૪

કૃષ્ણ—ક્યારની તું મેણાં દઈને, કીધાં અદકા વેર;
  હેત કરી તું આપવા આવે, હવે લાગે કડવાં ઝેર. ઉ૦ ૨૫

રાધા—કોહોતો હરી ઘેરથી લાવું, કોહોતો પાઉં અંય;
  હિમાના સ્વામી શામળા; તમો મનમાં ન લાવશો કાંય, ચા૦ ૨૬
  આવો આવો નંદના છઈયારે, તમે ગોકુળના મહીયારીરે
  વાત તો વિચારીને કહીયેરે મારગથી અળગા રહીયેરે. ચા૦ ૨૭



# ગોવાળીયાનાં હાલરિયાં.

દુધ પીયો જાવાદો અમને, શાને રોકો છો વન;
એકલડી વન કેમ રહું, ધરૂજે છે મારૂં તન. દુધ૦ ટેક.

કુમળી આંગળી મરડાશે, મુકોની મારો હાથ;
હું આવી આગળ થકી, પુંઠે આવે સહીયર સાથ. દુધ૦ ૧

દીવસે પરણ્યા પિયુ સાથે, ઉભા રહ્યું નવ જાય;
નંદજીના સમ આગમાં રહે તો, પર શું કેમ બોલાય. દુધ૦ ૨

પીયુ મારો ચતુર નથી તે, શું જાણે બોલની રીત;
તેણે હું બીહું નહી, જે પુરૂષ કેહેવી પ્રીત. દુધ૦ ૩

જે રસ જેણે ચાખ્યો નહીરે, તે શું જાણે નેહ;
નેન નચાવો છો ઘણું, હું બીહું નહી કાંઇ તેહ. દુધ૦ ૪

તમ સરખી હોય તેને ચાહો, મુકોની મારો હાથ;
બાળપણે એવું કરો જે, આગળ વાધે લાજ. દુધ૦ ૫

કાલ પીતા પરણાવશેરે, ઉત્તમ સુંદીર નાર;
પરની ઘર વસે નહી, એ વેદનો વ્હેવાર. દુધ૦ ૬

સુખ ટળે શરીરનું જો, કોઇ શું લાગે મન;
ચીતવ્યું તો નવ પામીએ, અતિ દોહોલા દુરીજન. દુધ૦ ૭

ચતુર હશે તે જાણશેરે, ચતુરાઇની પેર;
મેં મન તારૂં ઓળખ્યું, અવસરે આવજો ઘેર. દુધ૦ ૮

મારગમાં ન બોલાવીયેરે, આવતાં દેખે લોક;
ભાલણ પ્રભુ રૂપનાથજી, જુઠાં આળ ચઢાવે લોક. દુધ૦ ૯

જા જા નંદના ગોવાળીયા, તું શેનું માગે દાણ;
જો તું આવીશ ઢુંકડો તો, કંસરાયની આણ. જાઓ. ટેક.
ઘેર જઇ પુછ માતનેરે, છાશ વેચતી કાલ;
દાણી થઇ વનમાં રહ્યો, કોની શીખ્યો તું ચાલ. જાઓ. ૧
મસ્તક ઉપર પાઘડીને, અણીયાળાં લોચન;
કરમાં કાળી કામળી, કાં વદે મીઠાં વચન. જાઓ. ૨
અંગ માં મોડીશ આવડું, તું રાખજે તારો ભાર:
ચંચળ ચાળા કહાન કાં કરો, હું તે તારી નહી નાર જાઓ. ૩
મેં તને નિરમળ સાંભળ્યોરે, વસતો વંદ્રાવન;
ભરમે ભોળી ના જાણુનો, અતિ કઠણ છે મારૂં મન. જાઓ. ૪
પાધરે મારગ ચાલીયેરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાક્ષણ પ્રભુ રૂઘનાથ. જાઓ. ૫

---

ઉભી રહે આહેરડી, તું બોલની વાંકા બોલ;
તારી આંખડી તે મેં ઓળખીરે, અંતર નહી કાની તોલ. ઉભી૦ટેક
મારગે છોડી અબોલડીરે, દીઠતી મોકાશાક;
શેરી જોઇને ચાલીએ, ઘેર કંથ મારો હોય. ઉભી૦ ૧
સતી સામું ન ભાળીએરે, નીચું જોઇને ચાલ;
પરપુરૂષથી વેગળી રહે, તેની આંખલડી ઓળખાય. ઉભી૦ ૨
દાણ લાગે આ ઠામનુંરે, અહીં નથી કંસનો લાગ;
વણ પ્રીછે આવે નહી, આવે તો મારો ભાગ. ઉભી૦ ૩
આવતાં આવી કામની, હું જે માગું તે આપ;
ભાક્ષણ પ્રભુ રૂઘનાથજી, અંતર આણી થાપ. ઉભી૦ ૪

---

ઓરો આવશે આહીરડા, મેં જાત જાણી. ટેક૦
જુલમ કરો છો જોરાવરારે, કંસ રાયને કહીશું
નીત ઉઠીને દુઃખ દોછો, તારૂં ગોકુળ મુકીને જઈશું. ઓરો૦ ૧
અમે હાણી નંદરાયનારે, મન માને તે લઈશું;
કહેજે તારા કંસરાયને, હમે ઉત્તર દઈશું ઓરો૦ ૨
તું સરખા મારે ઘેર ઘણારે, અમને પાએ પાણી,
તારૂં બોલ્યું સાંખુ છું તો, નંદનો કુંવર જાણી. ઓરો૦ ૩
પાધરે મારગ ચાલીયેરે, ગોવાળીઆની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણુ પ્રભુ રૂઘનાથ. ઓરો૦ ૪

---

છબીલા નંદનારે, તારી ચાલનો ચટકો જો;
છોરા અહીરનારે, તારા મુખનો મટકો જો ટેક.
ચટકો તારી ચાલનો, પાવડીએ કંમરકોર;
છુમક છુમક ઘુઘરી બાજે, નેનમાં નાચે મોર. છબી૦ ૧
તાણીને બાંધે પાઘડીરે, હળકનો મુક તોર;
શેરીએ લથડતો હીંડે, મુખ મોરલી ઘનઘોર; છબી૦ ૨
મુખ દેખડાવીને ઘેલાં કીધાં, જાણે હરઈયાં ઢેર;
ભાલણુ પ્રભુ રૂઘનાથજી, મારા ચીતલડાના ચોર. છબી૦ ૩

---

ભખુભાન કેરી બેટડી રાણી, રાધા છે મારૂં નામ;
દધી તણો જો ખપ કરો તો, આવજે ગોકુળ ગામ. ભખુ૦ ૧
લંપટ સંપટ નાથજીરે, કપટી કાળા કહાન;
દધી તણું જો દાણ લેશો તો, કંસને થાશે જાણ. ભખુ૦ ૨
વંદ્રાવનની વાટમાં તમે, શાને રોકો છો ઘાટ;
તારી માતા તો આવતું મોઢું લેતી મહીનું માટ. ભખુ૦ ૩

રાધા તો દાણ નહીં આપેરે, તમારૂં શું જોર;
પીતા મારો જો જાણશે તો, કરશે પાધરા દોર. પ્રભુ૦ ૪
સીધે મારગ ચાલીએરે, ગોવાળીયાની સાથ;
હેલાણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રઘનાથ. પ્રભુ૦ ૫

—※—

કાન—ધુતારી ધુમટાવાળીરે, આંજ્યા વિના આંખડી કાળીરે.
ઉંચી તે અલબેલડીરે, પાતળિય પરિધાન;
જોબનીયાનું જોર ઘણું, હું ઉતારૂં અભિમાન. ધુતારી૦ ૧
ગોપી—નાની વયમાં નામ જ કહ્યું, લોક કરે વખાણ.
ગેહેં ખામને આંખડી લાજે, માંહોમાંહે શું દાણ:
ચાલ્યો જા પાધરી વાટેરે, સાંખુછું નંદના માટે. ચા૦ ૨
કાન—આ ગોકુળમાં ઘણી વસે છે, મોટી જાત આહીર;
વ્હેવાર વાતે લજજા શાની, છે વઢકણાની રીત. ધુતારી૦ ૩
ગોપી—પાધરી વાટે તે લડે, જેને હોય બે બાપ;
એ દાણ શું લખાવી લાવ્યો, કંસરાયની છાપ. ચા૦ ૪
કાન—છાપ તો તારો બાપ કરેછે, સંકડો બખુઆણ
હમો કુંવર નંદરાયના, ગણું કંસને તૃણ સમાન. ધુતારી૦ ૫
ગોપી—સમજી બોલો શામળારે, લોક સાથે શાં લાડ;
ભીખ માગીને જીવવું માનો પરમેશ્વરનો પાડ ચા૦ ૬
કાન—ગોપી ગાળ દોયો અદકેરી, છે જોરાવરનો જોરો;
ભીખ માગ્યાની પેર કહું. તું કાન ધરની ઓરો. ધુતારી૦ ૭
ગોપી૦—કાન ધરયાનું કામ શું છે, સમજી મનની વાત;
એવો કો દેખતી નથી જે, અડકાડી શકે હાથ. ચા૦ ૮

કાન—આવે નારી ઇંદ્રાણી તો, જાય મુજી માન;
તારૂં સ્વરવ દઉં સુંદરી તો મારૂં નામ છબીલો કાન. ધુતા૦ ૯
ગોપી—છ વરસનું છોકરડુંને, ચોરી પીતો છાશ,
સર્વસ્વ આપું શામળા, તું આવ મારી પાસ. ચા૦ ૧૦
કાન—તું મદમાતી મહિયારી, હું નિકટ ન્હાનું બાળ.
બાળપણું તમને દેખાડું થાવા દે સંધ્યાકાળ. ધુતા૦ ૧૧
ગોપી—વિવાદ કરતાં દિવસ વીત્યો, કમળા આકળી થાય;
પ્રેમાનંદ કૃષ્ણ જવા દીધો, ગોપી લાગી પાય. ચા૦ ૧૨



## ઊંઢણીનાં હારીયાં.

વેગળા રહેને વરણાગીયા. ૮૬
ઇંઢાણી લઇને કૃષ્ણ વંદ્રાવન ગયાતા;
હાંરે હું તો શોધી વળી નરખડમાં જીરે. વેગળા૦ ૧
હારે અલ્યા મહીની મટુકી મારી ફુટશે;
હાંરે મારી મોતન કેરી લટ તુટશેજીરે. વેગળા૦ ૨
હારે અલ્યા મોહન તારા ફંદમાં;
હારે મારી દામણી તુટી તે તારા છંદમાંજીરે. વેગળા૦ ૩
હારે મારે લાખ ટકાનું ચીર પેહરણે,
હારે અલ્યા ખેચ માં ખેચ માં ફાટશેજીરે. વેગળા૦ ૪
હારે અલ્યા લાલ છડી તારા હાથમાં
હારે મુને રોકી તે જમના ઘાટમાં જીરે. વેગળા૦ ૫
હારે સવાલાખનો હાર મારી કોટમાં;
હારે અલ્યા તાણ માં તાણ માં તુટશેજીરે. વેગળા૦ ૬

હરિ ભલ્યા દાસ રાજેના સ્વામી રાંકડાં,
હરિ હુંતો મોહી મુછના આંકડાજીરે. વેગળો૦ ૭



આજની ઘડીરે રળીયામણી,
હરિ મારા વાલાજી આવ્યાની વધામણીજીરે. આજ૦
,, પુરો પુર્યો સોહાશેણુ સાથીયો,
,, ઘેર મલપતો આવે તે હરી હાથીયોજીરે. આજ૦ ૧
,, સખી લીલુડા વાંસ અણાવીયે,
,, મારા વાલાજીના મંડપ રચાવીએજીરે. આજ૦ ૨
,, સોહાસેણુ ચાર તેડાવીએ,
,, મારા વાલાજીને મોતીડે વધાવીએજીરે, આજ૦ ૩
,, સોહસેણુ મળજો જે ઘડી,
,, મારા પ્રભુજી પધારે તે ઘડીજીરે. આજ૦ ૪
હરિ રસ મીઠડાએ અતિ મીઠડો;
મહેતા નરસૈયાનો સ્વામી કોઇએ દીઠડો હોજીરે. આજ૦ ૫



## દાણલીલાની ગરબીઓ.

### ગરબી ૧ લી.

હારે દાણુ માગેરે દાણુ માગે;
,, તારી મીઠડીના બોલ બાણુ વાગેરે. દાણુ૦
,, કાન કીયા મુલકનો સુબો,
,, હારે મારા મારગ વચ્ચે ઉભોરે. દાણુ૦ ૧
,, કાન કીયા મુલકનો રસિયો,

હરિ મારા મારગ વચ્ચે વશિયોરે. દાણુ૦ ૨
,, કાન ક્યા મુલકનો દાણી;
,, મારી નવરંગ ચુંદડી તાણીરે. દાણુ૦ ૩
,, કાન કિયા મુલકનો મહેનો,
,, મારા મારગ વચમાં રહેતોરે. દાણુ૦ ૪
,, કાન જળ જુમનાને આરે;
,, એમાં કોણ જીતે ને કોણ હારેરે. દાણા૦ ૫
,, કાન નથી સાકર નથી મેવા;
,, ખાટી છાશમાં શું આવ્યો લેવારે. દાણુ૦ ૬
,, મહેતા નરસઇયા સ્વામીને વારી,
,, ગઈ ગોવાળીયામાં ચારીરે, દાણુ૦ ૬

ગરબી ૨ જી.

જવાદે મને શાને રોકોછો વાટમાં.
હરિ દાણુ લેવા સરખા નથી ઘાટમાં. જવા૦ ટેક
આજ તો અમારે પ્રભુ કામનો દીન છે.
હરિ મારે એકલાં જવું છે નાતમાં, જવા૦ ૩
મારારે સમ મારી ગાગેર નંદી,
હરિ જળ ભરવાં જુમનાજીના ઘાટમાં. જવા૦ ૪
સઘળી સઇયરો ઉભી જુમનાની તીરે,
હરિ તેને વચન આપ્યાં છે હાથમાં. જવા૦ ૩
ઓતીના નાથને સંગે લઇને.
હરિ મારે જાવું સઇયરોના સાથમાં. જવા૦ ૪

ગરબી ૩ જી.

વાતડું ઉભી રહેને અલબેલી,

હરિ હાણુ રીત ના ધરે તે જાએ મેલી      વાત. ટેક.
ક્યાંથી આવો છો આજ રૂમઝુમ કરતા,
હરિ આજ ક્યાં છે સંગની સાહેલી.      વાત૦ ૧
ઘુંઘટ તાણીને શું જોરમાં જાઓ છો,
હરિ નથી દેતી જવાબ મન મેલી.      હું વાત૦ ૨
ધ્યાન ધરીને શું ધ્યાનમાં જાઓ છો
હરિ આજ બોલી કરવી છે માર પેહેલી.      હું વાત૦ ૩
મોતીના નાથને તું છું પ્યારી;
હરિ ઘણે દહાડે થયું આજ ભેગી.      હું વાત૦ ૪

ગરબી ૪ થી.

જમીનપર જગનાં હાણુ કોણુ લેછે;
હરિ નથી જાણ્યું લેવાવાળો રહે છે.      જમીન૦ ૧
નથી સાંભળ્યું પૃથ્વી ઉપર.
હરિ લેવાવાળો અહીંઆં કોણુ રહે છે.      જમીન૦ ૨
નિત્ય નવાનવા ચાળા કરો છો,
હરિ એવી કોણુ શીખામણુ દેછે.      જમીન૦ ૩
વચન કાઢો છો પ્રભુ વડના સરીખાં,
હરિ કોણુ વસ્તી નમાંહીમાં રહે છે.      જમીન૦ ૪
મોતીના નાથને એમજ કહીને,
હરિ ગોપી રસ્તો ગોકુળનો લેછે.      જમીન૦ ૫

ગરબી ૫ મી

છબીલી હાણુરી રીત કોણે કહાડી;
હાણુ આપો છબીલી લાડી.      છબીલો ટેક.

શ્રી જુમનાજીના મોટારે આરા;
હાંરે જળ ભરવાને આવોને દહાડી છબીલી० १
વંદ્રાવનને મારગ જાતાં
હાંરે દૂનો લેઈશ લાગત મારી; છબીલી० २
એવાં વચન પ્રભુ કોઇએ ન સાંખે,
હાંરે એનો સાંખે તે પરણી નારી. છબીલી० ३
મોતીના નાથને સરવસ સોંપ્યું,
હાંરે ગોપી રાજી કર્યા છે મોરારી. છબીલી० ४

## ગરબી ६ ઠી.

હારે રશિયા મુજને જાવા દીજે, તારું હાણુ થાય તે લીજેરે,
રશિયા મુજને. ટેક.
હારે હું । ગોકુળની પીજનારી, હાંરે હું મહી વેચવાને ચાલી.
" મારગડે આળ ન કાજેરે. રશિયા મુજને० १
" હું તો બ્રખુઆનની છોકી હાંરે મા માથે છે મહિની ગોળી,
" લ્યો મારાં ગોરસ પીજેરે, રશિયા મુજને० २
" નારી સંગની સહેલીયો ચાલી, હાંરે મને રોકી રહ્યા ગીરધારી;
" મ રગમાં અળમા રહિજેરે. રશિયા મુજને. ३
" બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, તનમન અર્પણ કીજેરે
રશિયા મુજને० ४

## ગરબી ७ મી

હારે મારાં ચીર દો વનમાળી હારે હું છું અબળા નારીરે
મારાં ચીર ટેક.
" વાલે ચીર હરી હરીને કદમ ચડી બેઠા
" હું છું જળમાં ઉઘાડીરે. મારાં ચીર० १

હારે ચીરકે બદલે પીતાંબર લેઉંગી;
" જો જાસે હે જાઉં ન્યારોરે; મારાં ચીર૦ ૨
" પાહે પત્ર કરી નિકશી રાધે,
" કૃષ્ણ હસત કે તાલીરે. મારાં ચીર૦
" બાઇ મિરાં કહે પ્રભુ ગીરધર નાગર,
" તમો પુરૂષ હમો નારીરે, મારાં ચીર૦ ૪

## ગરબી ૮ મી.

હારે બેની આપનો શામ ખોટો.
ક્યા દોષ દેઉં કુબજાકોરે બેની આપનો૦ ટેક૦
આપે ગએ કાગળ નહિ ભેજ્યો.
ક્યા કાગળનો ટોટોરે, બેની આપનો૦ ૧
ગોકુળ મેં'થી વાલો મથુરાં પધાર્યાં,
ત્યાં માર્યો કંસરાય મોટોરે; બેની આપનો૦ ૨
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
મારૂં મહી પીને થયો મોટોરે. બેની આપનો૦ ૩

## ગરબી ૯ મી.

હારે કુબજાને જાદુ ડારો,
બસ કીનો શામ હમારોરે; કુબજાને જાદુ૦ ટેક૦
જાદુકી પુડીયાં ભર ભર મારી,
ક્યારે કરે વઇદ વિચારોરે, કુબજાને૦ ૧
આણી તરે ગંગાને પેલી તીરે જમુનાં,
બિચમે વહે જળ ધારોરે, કુબજાને૦ ૨

ઇત ગોકુળ ઇત મથુરા નગરી;
જાવ પીઓ જળ ખારોરે. કુબજાને૦ ૧
કુબજાસે વાલો રંગ રમત હે,
હમકુ દુર કર ગયો ન્યારોરે કુબજાને૦ ૪
ઇ મીરા કહે પ્રભુ ગીરધર નાગર;
આખર શ્યામ હમારોરે. કુકુબજાને૦ ૫



# ભાગ ૮ મો.

## ચુંદડીની ગરબીઓ.

રસીયાજી મુકો હમારી ચુંદડી.
જવા દો જીવણ જળ ભરવા કાજજો,
સખી કહેશે વાર કયાં લાગી આવડી,
મોટી મોહન લોકડીઆની લાજજો. રશીયાજી૦ ૧
ઘેરો છો મુજને જાણી એકલી,
પાછળ આવે સઇયરોનો સાથજો;
મનસુબો મનનો હું જાણી ગઇ,
એમ કરે નટવર નહી આવું હાથજો. રશીયાજી૦ ૨
દુરિજન કંઇ કેહશે મારા કંથને,
રસિયા તેને રીસ ઘણી છે મનજો;
સાસુડી મુજને બહુ સંતાપશે,
નણુદી મુજને કેહેશે કડણુ વચનજો. રશીયાજી૦ ૩

એવી તે વિદ્યા ક્યાંથી શીખવી,
નીત ઉઠીને આવડો શો ઉધમાતજો;
મોટપણે મોટમ કંઈ આવી નહી,
છેલ તમારી ના ગઈ છોકરવાદજો, રસીયાજી૦ ૪
આઘા રહો અડશો માં અલબેલડા,
આળ કરો તે સાંખે બીજી નારજો;
શાણા થઈ વળગો છો શા કારણે,
હું નહિ રાખું તમારો કાંઈ ભારજો. રસીયાજી૦ ૫
ઘેર જઈ કહીશું તમારી માતને,
મુજ સાથે ના બોલો વાંકું વેણજો,
પાતળીઆ પાલવ મુકો માહરો.
ઉર ઉપર શા માટે નચાવો નેણજો, રસીયાજી૦ ૬
આજ પછી તમ સાથે બોલું નહિ.
ઢંગ તમારા જાણ્યા જાદવરાયજો;
શું કરીએ શામળીયા સાચું કહું,
તમ સાથે મુજ મનડું આતુર થાયજો, રસીયાજી૦ ૭
સ્વારથ તો સફળ થશે મન રીઝવે,
નવ જાણો કંઇ પ્રીત ક્યાંની રીતજો
શું સમજે ચારી જાણો આવરી,
ઘણી કઠણ છે પરશું કરવી પ્રીતજો, રસીયાજી૦ ૮
મન વિના તો કોઇને બોલાવીએ,
આયુષ માંહી જાય પોતાનો તોલજો;
આગળથી ચર્ચા જોઇએ તે તણી,
ત્યાર પછી મન ગમતાં કહીએ વેણજો, રસીયાજી૦ ૯
આતુરતા તમ કરતાં અમને ઘણી;

લાજ તજીને મુખડે ના કહેવાયજો;
આશુ ગમે પ્રીત કરી ના મુકીએ;
મારગ વચ્ચે રોકેથી શું થાય જો. રશીયાજી૦ ૧૦
વાલાજી વાર્યું તે કાંયે માલારૂં,
કેણુ વારની કહુંછું જોડી હાથજો,
મારગડો મુકીને અળગા રહો.
કર જોડીને વીનતી કરે રઘુનાથજો. ૧૧

ગરબી ૨ જી.

કહાન કાળાગે મારી ચુંદડીના ચોર,
છૈયા નંદનારે માગ કાળજાની કોર. કહાન૦ ટેક
ચુંદડી ચોરીને પ્રભુ કદમ ચડયા.
સાહેલીના સંગમાં મારી નજરે પડયા. કહાન૦ ૧
અજબ તરેહની ચુંદડીને માંહી ઝાઝો રંગ.
વેગળા રહો વરણાગીયા મારૂં લાપ થાશે અંગ. કહાન૦ ૨
લાખ ટકાની ચુંદડીને છેડે ઝાઝા રંગ,
શ્રીકૃષ્ણજી લાડ લડાવે તેમાં શાનો પાડ. કહાન૦ ૩
ચુંદડી આપો તો પ્રભુ પાયે લાગુરે;
નરસઇયાના સ્વામી પાસે માન માગુરે. કહાન૦ ૪

ગરબી ૩ જી.

કૃષ્ણ બોલ્યારે નિકળ જળથી તું બહાર.
આવું ચુંદડીરે લેને રાધા ઓ નાર. ટેક.
ચીરનાં વખાણુ કરે માલ નથી એમાં;
નગ્ન થઇ જળમાં નાહી દંડ દીધો તેમાં. કૃષ્ણ૦ ૧
ચુંદડી તારીનો ખપ નથી મારે.
સહુ સખી બહાર આવો લ્યોને અત્યારે. કૃષ્ણ૦ ૨

રૂકુ સખીએ વિચાર કર્યો જાવું હવે ઘેર;
કેમ કેર કહ્યું માની કરીએ એવી પેર. કમ૦ ૩
હારી સહુ બહાર આવ્યાં જોડીને બેઉ હાથ;
ચીર આપી આશા પુરી નરસઇઆને નાથ. કમ૦ ૪

—❧—

## નંદજીનો ગરબો.

તમેરે નંદજી ગોકુળ સાંચરે.રે.
ઉતરશો જુમનાજીનો ઘાટજો.
મારી માને નહી હોય ઓઠતુંરે
જસોદા જોતાં હશે વાટજો. તમેરે૦ ૧

ન કરે માત પિતા તે તમે કર્યુંરે, અમને બહુ લડવ્યાં લાડજો;
અમને નાનેથી મોટાં કર્યારે, તેના શા શા માનું પાડજો. તમે૦ ૨
મારી છે પચરંગી લાકડીરે વાંઇતી વેણુ રસાળજો.
તેને તમે સંભારીને મુકજોરે, રખે લેઇ જતા ગોવાળજો. તમે૦ ૩
મારી સહસ્ત્ર ગોરી ગાવડીરે, તેને તમે હાથ ફેરવી જોજ્યોજો;
કહે રૂધનાથના સ્વામી નંદનેરે, અમપર કૃપાદ્રષ્ટે રહેજ્યોજો. તમે૦ ૪

## ગરબી ૨ જી.

નયણે નીરને નંદજી ઓલીયારે, અમથી એકલડાં ન જવાયજો,
વાટડી જોતાંને રોતાં હશેરે, કાનજી ત્યાંય તમારી માયજો, ન૦
હું તો રાખીશ મારા મનનેરે, તમારી માનાં મન કયમ રહેશેજો.
માટે ગોવીંદ ગોકુળ આવજોરે. દુરજન મેણુલીયાં બહુ દેશેજો; ન૦
કહો કોણ વંદાવન ગઉ ચારશેરે, સાંજે કોણ આવશે ઘેરજો;
હસતાં વાણુલીયે કોણ ઉઠશેરે, કહો કોણ જાણે તમારી પેરજો. ન૦

કુંવર કોને લાડ લડાવશુંરે કોને વજમાડીશું હામીજો.
કોને જમાડીને જમશુંરે કહોને રઘુનાથના શામીજો; નં० ૬

### ગરબી ૩ જી.

જસોદા પુછે પિઉને પ્રેમશુંરે, નંદજી ઉત્તર ન આલેજો;
મુખથી બોલે પણ બોલાય નહીરે, લાલના બોલડીયા બહુ સાલેજો.
કારણ કોને મારા કંથજીરે; કુંવર કર્યા મેલીને આવ્યાજો.
સરવશ સોંપ્યા વસુદેવનેરે, દુઃખના મેરૂ કયાથી લાવ્યા જો.
આપણે મિત્રાઇ વસુદેવનેરે, આપણે કયાંનું હતું વેરજો.
આવી આપણા સુતને ભોળવ્યોરે તે રાખ્યો પોતાને ઘેરજો.
કહો કંથજી ત્યાં તમે નવ બોલીયારે, આપણે ખોયો છયો છોડીજો.
એ રૂગનાથનો સ્વામી ગોવાળીઓરે અમપર નજર ન જોડીજો.

### ગરબી ૪ થી.

વ્રજમાં વ્રજ વનિતા વાતો કરેરે મોહનજી મથુરામાં રહ્યાજો.
જેને નંદને ગોકુળ મોકલ્યારે વિઠ્ઠલ વસુદેવના થયાજો.
અહીંના સુખમાં ગાયો ચારવીરે બીજું આહીરમાં રહેવુંજો.
ત્યાં સહુ પુછીને વાતો કરેરે મથુરાં નગરીમાં શું કહેવુંજો,
મથુરાં નગરી હરીને મન વશીરે, બીજું કંસરાયનું રાજજો,
લક્ષ્મી દેખીને લલચાઇ ગયારે, માટે ગોકુળ કીધું ત્યાજજો.
એ મુરત મનોહર શામળોરે, સજની સૌને લાગે મીઠોજો,
એ રૂગનાથનો સ્વામી ગોવાળીઓરે, ત્યાતો રાજા થઇને બેઠોજો.

---

## પરચુરણ ગરબીઓ.

### ચંદ્રાવળીની ગરબી.

માથે મટુકીને મહીડાંની ગોળી, મહીરે વેચે ચંદ્રાવળીરે;

વેચંતી સેચંતી નગરમાં પેઠી કાનુડો છેડલો સાહી રહયોરે;
મેલો મેલો કાનજી જવા દો જાદવજી અમ ઘેર સસરો રીસાળવોરે;
તમારા સસરાને બીજી વહુવરૂ આણીઆલુ તમથી ઘુંઘટ તાણે
આધેરારે માથે૦ ૧

વેચંતી વેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જદવજી અમઘેર સાસુ રીસાળવરિ
તમારી સાસુને બીજી વહુવારૂ આણીઆલું તમથી પાયે પડે
અદકેરાંરે માથે૦ ૨

વેચંતી સેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે.
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમઘેર જેઠ રીસાળવારે.
તમારા જેઠને બીજી ભોજાઇ આણીઆલું, તમથી ઘુંઘટ તાણે
આધેરારે માથે૦ ૩

વેચંતી સેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે.
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમઘેર દીયર રીસાળવારે,
તમારા દીયરને બીજી ભોજાઇ આણીઆલું તમથી હોરી ખેલે
અદકેરાંરે માથે૦ ૪

વેચંતી સેચતી નગરમાં પેઠી કાનુડો છેડલો સાહી રહયોરે.
મેલો મેલો કાનજી જવાદો જાદવજી અમઘેર નણદી રીસાળવાંરે.
તમારી નણદીને બીજી ભોજાઇ આણીઆલું તમથી માથા ગુંથે
અદકેરાંરે માથે૦ ૫

કડવે વચને ગોપીકા એમ બોલે મેલો મારો પાલવ નીર્લજરે;
દુર્જન દેખે તમે નહી લાજો, છાતી ધડુકે માહરીરે માથે૦ ૬
કોય ન સમજે છોગાળો છબીલો, પાલવ સાહી ઉભો રહ્યોરે.

ચીર ફાડી ચંદ્રાવળી નાઠી કાનુડો હાથ ઘસી રહ્યોરે.

માથે મહી. ૭

### ગરબી ૨ જી. અજવાળી રાતની.

આસો માસો સરદપુનમની રાતજો,
ચાંદલીઓ ઉગ્યોરે સખી મારા ચોકમાં ટેક.
સસરો મારો દેરા સરખો દેરજો,
સાસુડી દેરારે કેરી પુતળી. ૧
જેઠ મારો અશાડીલો મેહ જો,
જેઠાણી ઝબુકે વાદળ વીજળી, ૨
દિયર મારો ચાંપલીઆંનો છોડજો.
દેરાણી ચંપલીયા કેરી પાંખડી, ૩
નણુદલ માહારી વાડીમાંની વેલજો,
નણદોય તે વાડી માંહીનો વાંદરો. ૪
પરણ્યો મારો ચતુર સુજાણજો,
તાણીને બાંધેરે નવરંગ પાઘડી ૫
એ પાઘડીએ દશ દશ આંટાજો
આંટેને આંટેરે નવરંગ પાઘડી ૬
ગોરીનો પરણ્યો વહાણુ કમાવા જાયજો
વાહાણેથી લાવે ખારેક ટોપરાં ૭
ખારેક ખાય તો ખટકે ગોરીની દાઢજો.
ટોપરડું ખાય તો ગોરીને કુચા વળે. ૮

### ગરબી ૩ જી. જસોદાના બાળભાવની.

દુર ખેલન મત જાઓ મેરે લાલકુ દુર મિલેગા હાઉ. ટેક.
મચ્છરૂપ સંખાસુર માર્યો, લાયો વેદ છોરાઉ.

ચાર વેદ બ્રહ્માકો દીનો મેં તહાં ન દેખા હાઉરે;
દુર ખેલન મત જાઓ મેરે લાલન દુર મીલેગા હાઉ.
વારાહરૂપ ધર પર્વત લાયે પૃથ્વી દાઢ ચઢાઉ, દુર૦ ૨
બ્રહ્મા લક્ષ્મી નિશદિન આવે મેં તહાં ન દેખા હાઉ.
નરસીંહરૂપ અવતારમેં બડે અસુરોકો બે ઉપજાવું
બડો દેવ હીરણ્યકશ્યપ માર્યો મેં તહાં ન દેખા હાઉ દુર૦ ૩
વામન રૂપ છલ્યો બલરાજા પગલાં ત્રણ ચઢાઉ
ઇંદ્રાસન ઇંદ્રકો રાખ્યો મેં તહાં ન દેખા હાઉ, દુર૦ ૪
ફરશુરામ અવતારમેં બડે અસૂરકો બે ઉપજાઉ
ક્ષત્રી મારી નક્ષત્રી કીધી મેં તહાં ન દેખા હાઉ, દુર૦ ૫
રામચંદ્ર અવતારમેં દસ મુસ્તક છેદી લાઉ,
સોનેકી લંકા ખાખ કરડારી મેં તહાં ન દેખા હાઉ દુર૦ ૬
જમનાકે તીર ધેન ચરાઇ ભુજા બની બિચરાઉ,
શેષ પાતાલ કાલીનાગ નાથ્યો મેં તહાં ન દેખા હાઉ, દુર૦ ૭
બાંધ્યો મન મોહન ભક્ત વત્સલ બળ જાઉ,
જમલા અર્જુન વૃક્ષ ઓધારે મેં તહાં ન દેખા હાઉ દુર૦ ૮
બાલાપનમેં મૃતકા ખાંધી ચઉદ લોક દે જલાઉ;
સુરકે સ્વામી તેરી અદ્‌ભુત લીલા મુખે કહી ન જાઉ દુર૦ ૯

ગરબી ૪ થી.

હાથ વછુટી મારી મદુકી ફુટી દશ્રો લેચતાં લુંટીરે,
પીતળ લોટા જળે ભરાવું દાતણુની ચતુરાઇરે,
ચીની તે પ્યાલા તેલે ભરાવું મર્દનની ચતુરાઇરે હાથ૦ ૧
ત્રાંબાકુંડી જળે ભરાવું નાહાવણુની ચતુરાઇરે હાથ૦ ૨
સેવ સુંવાળી લાલશી રંધાવું, ભોજનની ચતુરાઇરે હાથ૦ ૩

પાન સોપારી લવીંગ મંગાવું મુખવાસની ચતુરાઇરે    હાથ૦ ૪

## ગરબી ૫ મી.

ઝુમકહાર શીદ તોડયો હો રાજ મારો ઝુમકહાર શીદ તોડયો;
હારની પડી છે ત્રણ ઓળો હો રાજ મારો ઝુમકહાર શીદ તોડયો;
જળ જુમનાંનાં નીર ભરતા ગયાંતાં ઘટ મારો શીદ ફોડયો    હો૦
વંદ્રવનને મારગ જાતાં કાંઇ જાણીને હાર તોડયો    હો૦
વંદ્રાવનને ચોકે રમતાં કુડાં વચન કોણે બોલ્યો    હો૦
પ્રીત કરી પણ કરતા ન આવડી નંદ આહીરનો છોરો    હો૦
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધર નાગર બંગલે ટરવર એ રો.    હો૦

## ગરબી ૬ ઠી

ગગરી ઉતરરે વનમાળી, મટુકી ઉતરરે વનમાળી
ઉતાર ઉતાર જલદી ઉતારરે વન.
મેરે શીરપર હોગઇ ભારી    ગગરી, ટેક
સોનેકી ગગરીને રૂપેકા ઉઢાણી ભર ગઇ રાધે પ્યારી    ગ૦ ૧
જળ જુમનાકી ચીકણી મટુકીયાં લેગ ગઇ રાધે પ્યારી    ગ૦ ૨
મેં પ્હેરી કસુંબલ સાડી તેરી મુગટકી છબી ન્યારી    ગ૦
મેં પ્હેરી જરકસકી ચોળી તેરે મોરલીકી છબી ન્યારી    ગ૦ ૪
મેં પ્હેરી મોતનકીમાળા તેરે ગુજમાળકી છબી ન્યારી    ગ૦ ૫
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર ચરણકમળપર વારી    ગ૦ ૬

## ઇશ્વર પુજવા વિષે.

### ગરબી ૭ મી.

( હું તો ઇશ્વરને પુજવા નીસરીરે લોલ એ—રાગ )

શામ સલુણા કુંવર નંદનારે લોલ
તેં મને નાખી ફંદમાંરે લોલ

હું તો ઝબકીને જોવા નીસરીરે લોલ
ઓઢવાનું અંબર વીસરીરે લોલ શામ૦ ૨

હું તો ગાવડીને દોવા નીસરીરે લોલ
શેલો લીધો ને તામડી વીસરીરે લોલ શામ૦ ૩

હું તો દરશન કરવાને નીસરીરે લોલ
સાળુ પહેર્યાં ને ચોળી વીસરીરે લોલ શામ૦ ૪

હું તો જુમના તે જળને નીસરીરે લોલ
ગાગેર લીધીને ઘડો વીસરીરે લોલ શામ૦ ૫

જમતાં તે જીવણ સાંભર્યારે લોલ
કંઠે ના ઉતરે કોળીયોરે લોલ શામ૦ ૬

વલ્લભના સ્વામી શ્રી હરીરે લોલ
તન મનથી હું તમને વરીરે લોલ શામ૦ ૭



## ગરબી ૮ મો.

શાંમળીયાલાલ સાસુડી સંતાપે કહો કેમ કીજીએ
ક્યાં જઈએ હરી ઘરમાં બેશી રહીએ તો રાંડ ખીજશે;
મારી સાસુ શંખણી છે એવી નણુદલને નાતરે દેઉં પહેલી
તે તો વાત નથી કહેવા જેવી શામ૦ ૧

મારો સસરો સાધુજન ઘણો મને આશરો છે તેના તણો
મારો જેઠ ઝાંપડો બુદ્ધિ વનો. શામ૦ ૨

મારો દિયરીયો હઈયા મેલો તેનો લડાઈ કરવા સઉ પહેલો.
એની દુષ્ટ બુદ્ધિ ઢાંકી મેલો શામ૦ ૩

જાણે સુડી વચ્ચે સોપારી હું તો અનાથની છું તમારી;
પદ ગાશે વહ્લભ વિચારી. શ્યામ૦ ૬

### ગરબી ૯ મી.

ઓ જસોદાજી આવડો લાડકવાયો લાલ ન કીજીએ.
ચાલો ત્યાં સુધી સુતનાં પ્રેમ ચરિત્ર દેખાડી દીજીએ. ટેક.
વાલે કઉતક કીધું મંદીરમાં,
એણે માખણ પેંડો લીધો કરમાં
એણે માંકલડાં ઘાલ્યાં ઘરમાં. ઓ જસોદાજી૦ ૧

વાલો સંતાડય! શોધી કાં'ડે
હોય ઉંચા પણ હેઠાં પાડે,
એતો ખાય ખવરાવે વણુસાડે. ઓ જસોદાજી૦ ૨

વાલો સુતાં બાળકનાં અંગ મોડે.
મારાં બાંધ્યાં વાછરૂં છોડી મેલે.
દધી ગોરસ દુર થકી ફોડે. ઓ જસોદાજી૦ ૩

દયા પ્રિતમના સ્વામી રસીયા,
દધી ગોરસપર આવે ધશીયા.
ધન્ય ભાગ્ય અમારે વૃજમાં વશીયા. ઓ જસોદાજી૦ ૪

### ગરબી ૧૦ મી.

ઓ છોગાળા અંબોડા ગુંથીને વાંકો મેલ તું.
તું મુકીદે વાલપણું તારૂં રંગમાં રેલશું
વરણાગીમાં છે વાંકી તેને મારગ જાતાં મે ઝાંખી.
તું સમજી લેને જા અહીંઆંથી ઓ છો૦ ૧

કામણગાર સજીને આવોને તમે મારા મનમાં ભાવોને.
તમે કોક સંગાથે કાવોને. • ઓ છો૦ ૨
તારો લટકો જોઇને લોભાયો, હું નંદ જસોદાનો જાયો.
સખી દયા પ્રિતમનો કે'વાયો. ઓ છો૦ ૩

## ગરબી ૨૧ મી.

તમને શું કહીએરે કામણગારા છો.
ગોપીજન વલ્લભરે પ્રાણ હમારા છો.
પુછું છું તમનેરે સાચું કહો અમને;
મારા સમ મોહનરે નહી દુભાવું તમને.
હઇયાપર હારજરે ખાંતે ખુંપ્યા છે.
તમ સરખા જીવણરે કાંઇ એક ધુત્યાછો
આ દુર્બળ રાતારે, ચંદન ચળકે છે.
મુખને તંબોળેરે તેલાવટ લટકે છે.
આતે શું અચરતરે આવ્યા સેજડીએ;
રણછોડના સ્વામીરે અચરતની ઝડીએ.

## ગરબી ૨૨ મી.

વારૂં છું વાલમરે અમને અડશો માં.
વાટેને ઘાટેરે અમને વઢશો માં;
અમે વહુવારૂરે લાલા લાજ ભર્યા.
બોલતાં બીજેરે કયે કેદ કર્યા.
સાસુડી સુણશેરે નણદલ નાની છે.
પ્રીતલડી છે પણરે તમશું છાનીછે;
શું જોર જણાવોરે આવડું વા'લાજી.

તમે કોના કુંવરરે કહો અમને લાલાજી.
પાળેલાં કહીનેરે સૌકો સાદ કરે,
એમાં શા તોલજરે પરઘેર પેટ ભરે;
મનગમતાં કીધાંરે લજ્યા લોપીને,
રણછોડના સ્વામીરે, ધન્ય આ ગોપીને.

## ગરબી ૧૩ મો.

આવના આવના આવનારે, શામ મેરી ગલીમેં આવના;
આવના તો દુરસેં બતાવનારે, શામ મેરી ગલીમેં આવના.
તેરેરે ખાતર બાગ બનવાયો ફુલકુ હાર ગુંથાવનારે શા૦ ૧
તેરેરે ખાતર દહી જમાયો, પ્યાલા ભરી ભરી પાવનારે. શા૦ ૨
શીવ સુંવાળી લાવશીરે રૂચી રૂચી ભોગ લગાવના, શા૦ ૩
લવીંગ સોપારીને એલચીરે, પાનુકા બીડીયાં ચાવનારે. શા૦ ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, ચરણકમળ ચીત લાવનારે. શા૦ ૫

## ગરબી ૧૪ મી.—છેલની.

હારે અલ્યા વાંકી ન પહેરીએ પાઘડી;
" તારી પાઘડી પાટુઓ ખવરાશે જીરે વેગળો રહેને વરણાગીયા
" અલ્યા નૈન કટાક્ષ નવ કીજીએ;
" તારાં નેણુલાં તે મેણાં ખવરાશેરેજીરે, વેગળો૦ ૧
" અલ્યા બંગી બેલાટ નહી સેખીએ.
" તારી બંગી તે કુઢંગીમાં કહાવશેજીરે. વેગળો૦ ૨
" અલ્યા પાનબીડાં નહીં ચાવીયે,
" તારાં પાન તે ભાન ભુલાવશેજીરે. વેગળો૦ ૩

હારે અલ્યા વગર વિચાર્યું નહી બોલીએ;
" તારૂં તોલ બોલવા થકી થશે જીરે. વેગળો० ૪

" અલ્યા વિશેષ કેશ ન વધારીએ
" તારા કેશ તે વેશ વધારશેજીરે. વેગળો० ૫

" અલ્યા કડકડતાં કેડીઆં ન પહેરીએ,
" તારાં કેડીઆં તે બેડીઆં ઘલાવશે જીરે વેગળો० ૬

" અલ્યા વેઢે મઢીશ નહી આંગળાં,
" જશે વેઢ બનશ જોશે જંગલાજીરે. વેગળો० ૭

" અલ્યાં હીરકોરી ધોતીયાં ન પહેરીએ;
" તારાં ધોતીઆં ધુળ ઘલાવશેજીરે. વેગળો० ૮

" અલ્યા ચમચમતી મોજડી ન પહેરીએ,
" તારી મોજડી તે રોઝડી કરાવશેજીરે. વેગળો० ૯

" અલ્યા ખભે દુશાલા નહી નાંખીયે,
" તારા દુશાલા નામ ડુબાવશેજીરે. વેગળો० ૧૦

" અલ્યા અત્તર ફુલેલ નહી વહોરીએ;
" તારાં ફુલેલ તેલ કઢાવશેજીરે. વેગળો० ૧૧

## ગરબી ૧૫ મી

મારૂં સોનાનું છે બેડુંરે, છેલ છબીલા છોગાળા,
મારી રૂપાની ઉઢાણીરે. છેલ છબીલા०
હું તો સરોવરે પાણી ભરતીરે છેલ છબીલા०
મને કાળે ભળદે મારીરે. છેલ છબીલા०
મારા આળ સાળુ ફાટયારે. છેલ છબીલા०
એ ગોકુળ ગામના દરજીરે. છેલ છબીલા०

મારા આજા સાળુ ભરોરે. છેલ છબીલા૦
મારી સાસુ ન જાણે શીઆરે. છેલ છબીલા૦
મારી નણંદ ન જાણે ઓટ્યારે. છેલ છબીલા૦
મારી જેઠાણી ન જાણે હાંકયારે. છેલ છબીલા૦
તારો સાંધવાનો સવૈયોરે. છેલ છબીલા૦
તારો ઓટયાનો રૂપઇઓરે. છેલ છબીલા૦



ગરબી ૧૬ મી.

મારારે સ્વામી બોલોને વાલા
જશોદામતી નંદ તણા લાલા. મારા૦ ટે૦
પેલીરે થઇ ગોકળમાં ભમતી,
બીજારે કોઇની વાતો નથી ગમતી. મારા૦ ૧
એવીરે તમને કોણ મળી ધુતી;
જેણે મારૂ ચીતડુ લીધુ લુટી; મારા૦ ૨
વાલારે તારી વાટલડી જોતી
આંસુડા ભરી ભરીને રોતી મારા૦ ૩
ભુંડારે લોકે ભરમાવ્યા તમને
હથી તમો મળતા નથી હમને મારા૦ ૪
વાલારે તમને કશું નહી કહીશું
મોહન તારી મરજી મુજબ રહીશું. મારા૦ ૫
ઝાંઝુરે હવે શું કહીએ તમને,
મોહન વર મેહેર કરો હમને. મારા૦ ૬
એવું સુણી આવ્યા ગીરધારી;
દીધું આલીંગન ત્યાં મોરારી. મારા૦ ૭

## ગરબી ૧૭ મી મેંદી વિષે.

મેંદી મેંદી શું કરોને મેંદી મોટાં ઝાડ,
એક ડાળુ હલાવીએ તો ડાળાં હાલે ચાર સહીયર મેંદી લેશોરે.
મારી સાસુએ એમ કહ્યાં, જે વાસીદાં વાળી મહેલ;
મેં ભોળાએ એમ સાંભળ્યાં જે કચરા વેરી મેલ. સહીયર૦
મારી સાસુએ એમ કહ્યાં જે પાણી ભરી મેહેલ,
મેં ભોળએ એમ સાંભળ્યા જે બેડાં ફોડી મેલ. સહીયર૦
મારી સાસુએ એમ કહ્યાં જે રાંધણાં રાંધી મેહેલ,
મેં ભોળએ એમ સાંભળ્યાં જે કહરેડાં ફોડી મેહેલ. સહીયર૦

—✻○✻—

## ગરબી ૧૮ મી ફકીરીની

લેના ફકીરી ક્યા દીલગીરી, સદા મગનમેં રહેનારે ટેક૦
કોઇ દીન ગેંદા કોઇ દીન બાજરી, કોઇ દીન ફટમ ફકારે. લેના.
કોઇ દીન હાથી કોઇ દીન ઘોડા, કોઇ દીન પાઉંસે ચલનારે લેના.
કોઇ દીન બંગલા કોઇ દીન બગીચા, કોઇ દીન જંગલ રેશરે લેના.

—✻○✻—

## ગરબી ૧૯ મી ચોરાના બેસણાની

હાંહારે કે ચોરા જોબનના, હાંહારે કે બેઠક મોટાની,
" ક્યા ભાઇ બેઠા છે, હાંહારે જીવણભાઇ બેઠા છે,
" હાથેથી પાન આપે, હાંહારે કે આપતાં વાર લાગી;
" કે સોટીઓ સાત મારી, હાંહારે કે ટપલા ત્રણ માર્યાં.
કે ઢીકા નવ માર્યાં, હાંહારે કે સાયબા શા માટે,

નથી હમારો, હાંહારે કે વા. ઊં નણદીનો.
હાંહારે કે તેણે મને મનાવી.

ગરબી ૨૦ મી અ...જુની

ખતરીવાડાની ખતરણ લાલ હ...ડારે,
ખતરણ આવી બેઠી ગોખ લાલ હ...ડારે:
તે તો મોડતીની શોક લાલ હ...ડારે.
ભાઈ છાના પેંડા લાવે કે લા... ...ડારે.
પેલી ખતરણને ખવરાવે કે લાલ હ...ડારે,
મેડું લોની બારીએ બેસી ... કે લાલ હંબોડારે;
એની સાસુ આંસુ લુહે કે લાલ હ...ડારે
વહુઅર બાવડી શી છે પેર લાલ હ...ડારે
ખતરણ કાલે જાશે ઘેર લાલ હ...ડારે,
આપણે કરશું લીલા લેહેર લાલ હ...ડારે.

ગરબી ૨૧ મી

અચકો મચકો કારેલી.
તમને કઇ વહુ ગોરાં ગમશે લાલ અચકો મચકો કારેલી.
અમને રૂખી વહુ ગોરાં ગમશે રાજ. અચકો.
એ ઠીંગણીને શું કરશો રાજ. અચકો.
એ ઠીંગણી કામણગારી રાજ. અચકો.
એને ઉંચી ઉંચી મેડીએ બેસારશું રાજ. અચકો.
એને ટાપલો ધરાણું ધાલશું રાજ. અચકો.

ગરબી ૨૨ મી.

સુણ ચતુરસુજાણ પરનારી શું પ્રીત કદી નવ કીજીએ.
જેણે પ્રીત કરી પરનાર તણી, એને હૃદે રૂંધણ થાય ઘણી;

એણે કુળની લજ્જા કાંઇ ન ગણી. સુણ૦ ૧

તમે પેહેલા મળશો દુતીને, તારૂ સરવશ લેશે ધુતીને;

પછી રહેશે અંગ ભભુતીને. સુણ૦ ૨

તમે બેઠા મુછો મરડીને, તારૂ કાળજુ ખાશે કરડીને;

નહી મુકે માંસ આંતરડીને. સુણ૦ ૩

તને પ્રેમના પ્યાલા પાઇને, તારૂ સરવે લેશે વાહીને;

તને કરશે ઓખુ' ખાઇને. સુણ૦ ૪

પ્રીતમના સ્વામી છો પ્યારા. તમને ગોપીઓ કરે કાલાવાલા;

તમે દરશન દોને મોરલીવાળા. સુણ૦ ૫

## ગરબી ૬૩ મી.

ગરજીરે તમને મે' દીઠા ગીરધારી,

મતલબીયા છો મોહન મોરારી ગરજી. ટેક.

મનેરે માયા લાગી છે તારી,

મારે મન ઝાઝી છે મોરારી;

વાલારે મન શા માટે વિસારી. ગરજી૦ ૧

પેહેલીરે મને ખબર આવી પડતી,

એની સાથે પ્રીત નહીં કરતી;

વાલા તો મને મેલી ગયા રડતી. ગરજી૦ ૨

મેતોરે જાણ્યુ' ફેજણુ' તે દુખ હશે,

તેનેરે આને વાલી મને છેતરશે;

રહીતી હુંતો તરે વિશ્વાસે, ગરજી૦ ૩

જસોદાના કાન તમે કાળા,

કર્યારે બહુ આંખ્યો તણા ચાળા;

તે પર હું તો મોહી છું નંદલાલા, ગરજી૦ ૪
હવેરે હરજી ઘણું થયું ગીરધારી,
ક્ષમા કરો ચુક થઈ છે મારી;
થઇને રહી છું દાસી હું તમારી. ગરજી૦ ૫
પ્રીતમના સ્વામી મને મળીયા,
દુ:ખરે મારાં જનમ તણાં ટળીયાં;
ગોપીરે સહુ આનંદથી મળીયાં ગરજી૦ ૬



## ગરબો ૨૪ મો.

નહી મેલુંરે નંદના લાલા છેડલો નહી મેલું,
તારે છેડલે ચંપા ચાર કે છેડલો નહી મેલું.
સાત પાંચ ગોપીઓ ટોળે મળીને, વચમાં કાનુડો કાળોરે;
કાળો છે પણ કામણગારો, એનો આંખલડીનો ચાળો. છેડ૦ ૧
વાંકી મેલે પાઘડીને, કાને ઝુડાં મોતીરે;
જેનો વર વરણાગીઓ તેની બાયડી કજીયે રોતી. છેડ૦ ૨
કચકડાની ડાબડીરે, માંહી ભરી છે મેંશરે
જેનો વર વરણાગીઓ તેની બાયડી કાળી મેંશ. છેડ૦ ૩
કેળાં પીરસું કાતરીયાને, આંબાપીરસુ ધોળારે;
મન ભાવતો મગદળ પીરસુ પુરણ પોળી. છેડ૦ ૪
મુંબાઇની કંચી નારી ધોળકડી ધુતારીરે;
નડીયાદનું નાક વઢણું સોરઠની બલીહારી. છેડ૦ ૫

## ગરબી ૨૫ મી.

કાળજડું મારૂં કોર્યુંરે છેલ છબીલા,
તેંતો ચીતડું મારૂં ચોર્યુંરે રાજ રંગીલા.

વાલાજી અમે ગોરી સહુ ગુમાને ભરેલી,
તેં તો સુખળું નાખ્યું ઢોળીરે. છેલ છબીલા. ૧
વાલાજી મારા રીતે તો સ્રી ના પુરૂષને પીડે,
તું સહુને દમતો હીંડેરે. છેલ છબીલા. ૨
વાલાજી;નરની મોહની નારીને વાત સાચી.
તુજ આગળ વિદ્યા કાચીરે; છેલ છબીલા. ૩
વાલાજી અબળા આતુર પણુ આતુરતા નવ દાખે.
હૈડા ભંગ કરી નાખેરે, છેલ છબીલા. ૪
વાલાજી મારા ચીતડાની વાત કહું છું છેલી;
તુજ માટે લજ્યા મેહેલીરે છેલ છબીલા. ૫
વાલાજી દયાના પ્રભુ મંદીરમાંરે આવો ભાગ્ય મોટું;
સેજડીએ પાય પલોટુરે; છેલ છબીલા. ૬



## ગરબા ૨૬ મી

મને મળીયા છે મોરારીરે પનઘટ જાતાં
મારી અંખલડી તો ઠારીરે, પનઘટ જાતાં ટેક.
વાલાજી મારા ઓચીંતાની આવીરે ગોરી;
જુમનાની તીરે ઓડીરે, પનઘટ જાતાં. ૧
વાલાજી મારા આવી ઉભા છે મારી જોડે.
બેડલીયું મારૂં ફોડેરે પનઘટ જાતાં. ૨
વાલાજી મારા હાર હજારીનો તોડયો;
મારો પોચો સાહીને મોડયોરે પનઘટ જાતાં ૩
વાલાજી મારી સાસુડી ઘેર સંતાપે;
રમી નણદી બહુ રંજાડેરે પનઘટ જાતાં. ૪

વાલાજી મારા રવીદાસના છો રંગી,
મારા જનમો જનમના સંગીરે, પનઘટ જાતાં. ૫

ગરબી ૨૭ મી.

અમને છમકતે શું છાંડોરે, છેલ છબીલા,
આવડો અમ ઉપર શું આડોરે; રાજ રંગીલા. ટેક
વાલાજી મારા ચહટે સંભાળી ચાલો;
ગોવીંદજી ખાશો ગાળોરે, છેલ છબીલા. ૧
વાલાજી મારા હેરણીયા આવીને શું હેરો,
કાંઇ ગજ છે કંસ કેરરે છેલ છબીલા. ૨
વાલાજી મારા ચમકતી ચાલે રંગ લાગ્યો;
મારે ભવ તો સહુનો ભાગ્યોરે. વલ છબીલા, ૩
વાલાજી મહીની મટુકી મારી ફુટે.
કાંઈ મોતનમાળા તુટેરે છેલ છબીલા. ૪
વાલાજી મારી આંખ દીસે છે કામણગારી
તેને મોહી છે વ્રજની નારીરે છેલ છબીલા. ૫
વાલાજી મારા સ્વામી, રવીદાસના સોહાગી
મને પ્રીત તમારી લાગીરે છેલ છબીલા. ૬

ગરબી ૨૮ મી.

પાતળીઆ પાલવ મેલોરે, પાયે પડુંછું;
છબીલા છેડો મેલોરે, પાયે પડુંછું ૧
વાલાજી મારા વંદ્રાવન વણજે જાતાં,
શીદ મને ઓડાછોરે પાયે પડુંછું. ૨
વાલાજી મારા મહી ઝલકાશે મારૂં.
કોઇ જોઇને કહેશે ભુંડુંરે પાયે પડુ છું. ૩

વાલાજી મારા કામ ઘણું છે ઘેર મારે;
શું રોકો જુમના આરેરે, પાયે પડુછુ ૪
વાલાજી મારા લોક જાણે એનું વારૂં.
અમે સાસુની વહુવારૂરે, પાયે પડુ છુ ૫
વાલાજી મારા કંથને કપરો જાણો,
કાંઇ સજા દે પરમાણોરે પાયે પડુછુ. ૬
વાલાજી મારા સ્વામી રવીદાસના સોહાગી;
અને માયા તારી લાગીરે પાયે પડુછુ. ૭

## ગરબી ૨૯ મી.

કાંચલડી કંકોડીને વાડકીમાં પાણી
ન્હાનો વર નવડાવા બેઠી સમડી વઇ લઇ તાણી..
લાલ કેમ કરીએ; ટેક
મારે કરમે કજેડુ લાલ કેમ કરીએ.
મારે જુગમાં વગોણું- લાલ કેમ૦
મારે સહીયરોમાં મેણું લાલ કેમ૦
ટોપલામાં ઘાલી હું તો, કાકાબળીયા ગઇતી
કાકેબળીયે પુછ્યું તારો શો સગો લાગે. લાલ કેમ૦
આઇજીનો બેટો ને નણદીનો વીરો.
ન્હાનો છે પણ કંથ લાલ કેમ૦
રોટલા ઘડુ ત્યારે આનકીરે માગે;
ધબ લઇને ઢીકો મારે હઇડામાં સાલે. લાલ કેમ૦
ચાનડાં જાઉ તારે છેડે વળગ્યો આવે;
ધબ લઇને ઢીકો મારૂ હઇડામાં સાલે. લાલ કેમ૦

હાથ પગ દોરડીને પેટ મોટું ગોળી:
ઉકરડે જઇ હગવા બેસે સમડી પાડે ઢોળી. લાલ ફેશ

ગરબી ૩૦ મી

સોના કેરૂ બેડલું મોહન૦ રૂપલા ઉઢાણી હાથે મો૦
સરોવર પાણી સંચર્યા મો૦ કાને કાંકર નાખીયો. મો૦
ઘડો ફુટયો નીર વહી ગયાં મો૦ વાલા ચોદિશ ચાલ્યાં નીર મો૦
સાસુ અમારી ખીજશે મો૦ નણદલ દેશે ગાળ મો૦
દેરાણી જેઠાણી મેણાં મારશે મો૦ વાલા સોકાનું છે ઘેર સાલ મો૦

ગરબી ૩૧ મી

ખેલત કાંકણી ઝાકી ઓ રસીયા,
સોના તે કેરૂં મારૂં બેડલું હો રસીયા, રૂપલા ઉઢાણી હાથ ખે૦
વાટે આનાં વટેમારગુ હો રશિયા; ભાઇ વીરા ઘડુલો ચડાવ. ખે૦
તારો ઘડો ને ગોરી તોછડો હો રશિયા તું તો મારા ઘરની નાર. ખે૦
તારા સરખા તારા જેવડા હો, ર. તેતો મારા બાપના ગુલામ. ખે૦
કેડ મરડીને ઘડો મેં ભર્યોરે હો, ર, તુટી મારી કમખા કસ. ખે૦
ભાઈ દરજીડા વીરા વીનવું હો, ર. ટાંક મારી કમખા કસ, ખે૦
ટાંકે ટાંકે મેલ ઘુઘરી હો, ર. હઇડે લખજે મોર. ખે૦

ગરબી ૩૨ મી

જીરે ઝુલવાને આવો રાજ ટેક૦
શ્રી ચંદ્રભામાજીના બાગમાંજીરે ઝુલવાને.
ધારો છો તે વાત આજ લાગમાંજીરે. ઝુલ ૧
મળ્યાં રાધીકાને ચંદ્રાવળીજીરે. ઝુલ.

મિરહૃત કરીએ એ એકઠાં મળીનેજીરે. ઝુલ. ૨
ત્યાંતો વાટીકામાં હીંડોળા મંગાવીએજીરે. ઝુલ.
માંહી પ્રાણજીવન પધરાવીએજીરે. ઝુલ. ૩
ધમર ઘટા છે ઘણી વૃક્ષનીજીરે, ઝુલ.
ન્યુનતા નથી એક પક્ષનીજીરે. ઝુલ.
લલિતાનાં વચન સુણી છેલડોજીરે, ઝુલ,
તત્ક્ષણ પધાર્યા અલબેલડોજીરે, ઝુલ ૫
હીંડોળે બેઠાં છે બને બેલડીજીરે. ઝુલ.
ઝુકી ઝુકી ઝુલાવે સાહેલડીજીરે. ઝુલ ૬
વીર્વાધનાં વાજીંત્ર વેણા વાયછેજીરે; ઝુલ.
નૌતમ નારી હિંડોળા ગાયછેજીરે. ઝુલ. ૭
રસ-તેણો સમુદ્ર લેરા ખાયછેજીરે, ઝુલ.
તેમાં દાસ દગો ગુણ ગાયછેજીરે ઝુલ. ૮

## ગરબી ૩૩ મી ઉંદરની

ઊંદર કેર કરે છે રે, દુખડાં કોને કહેવા જઇએ;
અમને નીત્ય નડે છે રે ઘરમાં કેમ કરીને રહીયે. ટેક.
ઘર મધેથી દોડી આવે બિછાના પર બેસે;
ફુંકી ફુંકી ચાંચવા મારે, ના ખબર તેની રે. છે. ઊંદરે. ૧
ચાર પહોરેની રજની માંહે, એક ઘડી નવ જંપે;
નિંદ્રામાંથી જાગી ઝબકી, તન મારી કાયા કંપે. ઊંદર ૨
પોથી પુસ્તક કાપી નાંખ્યા, બાકી ન રાખ્યું એક,
ઝાલી ઝાલી થાકી ગયો, પાર ન આવ્યો છેક. ઊંદર.

ધોતી પોતી કાપી ખાધી, દોરી કાપી આપી;
અબોટીયુ અંગરખુ કાપ્યું, તેના સુરજ સાખી. ઉંદર. ૪
જળ પાવાનું ખોટી ગયાને તેલ ઢોળી દીધું;
ભરણીમાં બાકી રહ્યું તે સરવે મળી પીધું. ઉંદર. ૫
ચુંચું ચુચું ચિસો પાડી સીડી ઝઝી પાડે;
ઢંઢેરાને હાથે ત્યાર. હાટગો ઝાઝી કાઢે ઉંદર. ૬
ગણપતિની ચોથ કરીએ, તે કરતાં નથી ચુકપા.
લશ લશના લાડુ કરી, ઉંદર મામાને મુકયા. ઉંદર. ૭
દીવો જો બળતો રાખુ તો દીવેટ તાણી જાય,
એમ કરીને ઉંધી ગયા તો લંકા જેવું થય. ઉંદર, ૮
જે હીતમના ગામ ગયતા. તે હીતમના ઘરમાં પડીયા;
કોડી પેટી કાપી ખાધી, એ રીતે મુને નડીયા. ઉંદર. ૯
પાંજરા મુકી મુકી થાકયો. તોએ ઝાલ્યા નવ ખુટે;
ખાવાનુ ઉઘાડી નાખી, જાણે ગોળનુ ગાડુ લુંટે. ઉંદર. ૧૦
એ પશુને શુ કરીએ. મને રીસ ગઇ છે વાપી;
માળા મારી ફેરવવાની ગૌમુખી સુદ્ધાં કાપી. ઉંદર. ૧૧
નિત નિત દુખડાં અમને દેછે. કયાં જઇએ ઘર મેલી નાસી;
ભક્ત પીતાંબર એમ કહે. એને મળજો વાઘની માસી ઉંદર. ૧૨

---

# ભાગ ૯ મો.

—※—

## ગરબો.

( પુનમ ચંદની — એ રાગ )

બહેનો પતિવ્રતા નિજ ધર્મ તમે સ્વિકારજોરે,
રહેતા પતિસેવામાં હાજર દીનને રાત
પામો મુક્તિપદને સુખ ઘણું સંસારમાંરે. ૧

સત્ય વચન સૌ બોલજો, નીજ પતિ સંગાત.
સાસુ સસરા સર્વને સાચી કરેજો વાત.
રાખી નમ્રતાને માન થકી બોલાવજોરે,
વર્તી સદગુણથી રાખો સૌને પ્રસન્ન પામો. ૨

નેત્ર નેહ નવ રાખશોરે. પરપુરૂષની સાથ;
પીતા પુત્ર ગણી તેહને, એરે. રો સંગાથ;
ઠઠા મશ્કરી કરીને બહુ નવ બોલવુંરે,
વળી એકાંતે ન કરવો ગુપ્ત વીચાર.

દાગીના નવ પેખવા. નિર્ત જોવું પતિ મુખ;
સદગુણમા રહેજો તમે, અક્ષય પામો સુખ.
લઢવું વઢવું ને ગુસ્સામા કદી નવ બોલવુંરે,
રહેવું સંતોષે જે આપ્યું જુગદીશ પામો. ૪

પતી પ્રકૃતી હોય જો અગ્નિ કેરી ઝાળ,
સંતોષે બુજાવશો. સામો નવે કાળ;

કસવું રમવુંતે સુખેથી દીન ગુજારવારે.
તેથી થાશે સઉ કુળનું કલ્યાણ __ પામો. ૫
ધન સંપતી વાસના પટકુળ જુદા રંગ,
સર્વ ફોગટ જાણજો, ધરજો સદગુણ રંગ;
મળશે પરમેશ્વર આપે મુક્તીફળ સાતમારે
કહે લક્ષ્મણ ગણુપત, હેતે ધરી મન હોંશ પામો. ૬

---

સયર સુખકર સંસાર, શીયલ ભુષણ સજીએ;
એ વીણુ નગુણાં નરનાર, તનમનથી તજીએ
પર નરનારી પ્રેમ દીપકમાં પડી પતંગ સમાનરે;
સુજશ શરીર સળગાવી મુકે કંઈક નષ્ટ નાદાન—
અવર અખંડીત અંગ અનુપમ, નહી મળે એકે નાકરે,
શીયળ વીના એવા સદગુણ સહુ, જેમ સોમલ સંપાક—
વ્યભીચારીને સઉ સંસારી, કરે અધિક ધીક્કારરે,
પરપોળે પકડવાં પડીયા, મ્હોટા જનને માર—
જાર કર્મથી જેહ જગતમાં કરે કલંકીત કુળરે;
આકુલમાં અંગારા ઉઠયા, ધર્મ કરમમાં ધુળ—
વેર વીરોધ વધે વ્યભીચારે. નીશ્ચય ધનનો નાશરે;
શિવસુત કેશર શીયળવંતના, દેવ સરીખા દાસ.

---

સખીઓ નીજનીજ નીતી ધર્મ સદા સંભાળીએરે;
પરમ પવિત્ર પતિવ્રતા પટકુળ કરી પરીધાન.
સાસુ સસરા માતા પીતા પીતાની સેવા સાચવોરે;

ભાવ સહીત ભકતીથી નીત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણુથી ઉભય કુળ અજવાળીએરે ટેક૦
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ;
પર નરને ન આપીએ તાળી હાથો હાથ;
હસવું રમવું એકાંતે નવ બેસવુંરે;
પતી વીણુ પતીના સહ મિત્રોની સંગાથ--એ૦
નાથ વિના કરવી નહી. વીનોદ રસની વાત;
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત;
સજની ભ્રષ્ટ થવું નહી સુંદરી સદ આચારથીરે;
નીરલજ નટખટની સોબત તજવી સુજાત—એ૦
કુષ્ટી કદરૂપ કુભડો. નીરધન નીરબળ કાય,
મતી હીન પતીત પતી મળે એ મતીને સુરસ
જોડી પગ અંગુઠે દ્રષ્ટી આધુ ઓઢીયેરે,
નુખકર સત્યવીયે સૌ સાથે સંગ સદાય—એ૦
ઊંચે સ્વરે ન ઉચરવું મુકીને મરજાદ;
કુલીન બ્હેન કરવો નહી વડીલથી વીવાદ
ચંચળ ચાલે ચતુર ચટક મટક નવ ચાલીએરે,
શીવસુત કેશવની શીખામણુ અંતર યાદ— એ૦

—※○※—

## વીંછી વિષે ગરબી,

અરર માડીરે છ.ણ્યા તે વીણુના ગયતી, મા૦ વી૦
અરર માઢીરે સોબત સઈયર થયતી; મા૦ વી૦
અરર માડીરે છાનો માનો જપાયો, મા૦ વી૦

આરરરર માડીરે વાડો વળીને ડંખ માર્યો; મા૦ વી૦
" " નાસતાં તેને ભાળ્યો. મા૦ વી૦
" " આશી લેહેરો આવી મા૦ વી૦
" " સહીયર તેડી લાવી; મા૦ વી૦
" " સસરાને તેડાવો મા૦ વી૦
" " પડદાને બંધાવો મા૦ વી૦
" " સસરા અહિંયાં આવે મા૦ વી૦
" " માડી બેસવા લાવે મા૦ વી૦
" " કાળુપુર લઇ ચાલો. મા૦ વી૦
" " વીંછુડો ઉતરાવા મા૦ વી૦
" " વીંછુડે વેર વાળ્યાં, મા૦ વી૦
" " હરખ હઇયાનાં ટાળ્યા મા૦ વી૦
" " ભોજનીયાં ન ભાવે, મા૦ વી૦
" " સુતાં નંદ્રા ન આવે મા૦ વી૦
" ઓર મા ઢોલીઆ ઢળાવો, મા૦ વી૦
" " પરણ્યાને બોલાવો મા૦ વી૦
" " શારાને કસાર કરાવો, મા૦ વી૦
" " પરણ્યો કાળીઆ ખવરાવે મા૦ વી૦
" " વીંછીની વેદના ભારી મા૦ વી૦
" દુનીયાં રહી છે હારી. મા૦ વી૦
" " વીતે તે સહુ જાણે. મા૦ વી૦
" "ગાયુ તેરે ટાણે, મા૦ વી૦
" " ચકાલાલે ચીત ચાહ, મા૦ વી૦
" " ગરબી રસીક ગાઇ, મા૦ વી૦

## માંકણની ગરબી.

માંકણ કઇડે છે, માંકણે માંડયો ઉતપાત માંકણ કઇડે છે;
હવે કોને કહીયે વાત, માંકણ કઇડે છે;
હવે કયાં જઇ રહીએ રાત, માંકણ કઇડે છે.
માંકણ ચાંચણ જુ જાતીને મારવાનુ બહુ પાપરે;
આખી રાતે ભગવંત સમર્યા માંકણને પરતાપ. માં ૧
નવી વહુને માંકણ કઇડીયા કઇડયા સારી રાતરે;
ખાટલે પાસાં ઘશી ઘશીને બઇડે પાડી ભાત. માં. ૨
બીચાં બાઇને માંકણ કઇડયા ચટકે ચડી રીસરે
ખાટલો ખંખેરવા કહાડયો ત્યારે ભાંગી નાખી ઇસ. માં ૩
માંકણ મુવા મસ્તીખોરા આવે લારોલારરે
દીવાનું દીવેલજ ખુટયુ, તોય ન આવ્યો પાર, માં ૪
એકે મુકી બીજો ઝાલ્યો ત્રીજો નાસી ગયોરે;
ઉનાળાથા ઝાલવા ગઈ તો, હીવો રાણો થયો. માં. ૫
આખી રાત વેણી મુઇ પણ. તોય ન ઓછા થાયરે;
કોઇ ખાટલાના પઇયામાંને, કંઇ ભીંતોમાં જાય, માં ૬
વેણ્યા વીના વધી જાય. પછી ન આવે પારરે;
એક જો છતે જીવતો હોયે તો તેનો ચાલે વીસ્તાર, માં ૭
ખાટલા ખંખેરીને તડકે ગોદડા નાંખોરે;
ભીતે જો માંકણ જતા હોય તો, તે નજરમાં રાખો માં ૮

## વાંદરાંની ગરબી.

નવે નગરથી વાંદરોરે આવ્યો,
ડાહ્યાભાઇનુ ઘર પુછતોરે આવ્યો;

મોડાતીએ દીધા માનરે વાંદરા.
નવરાવી ધોવરાવીને પાટલે બેસાડયો,
આંખજ આંજીને ટીલડો તાણ્યો,
એટલે આવ્યા ડાબાભાઇરે
ફટ ગધેડી વાંદરો શું ઘાલ્યો,
હું રૂપાળો વાંદરો શું ઘાલ્યો,
હું છોગાળો વાંદરો શું ઘાલ્યો,



## ફુવડની ફજેતી.

પાયે પ્રભુને નમી કહું, ફુવડના ખેલ સર્વ લોક સાંભળો
કામનો કાંઈ મેલ જુઓ ફજેતી ફુવડ નારની.
છે ધોયાનો આંખડીને. છે નહાયાનું નેમ;
આ કુભારજા કરમે ભાગી ઘર ચાલે તે કેમ; જુવો ૨
સાસુ દે શીખામણ ત્યારે, સામી લડવા લાગે;
સામી સાંજે સુવે ત્યારે પોરદીવસે જાગે જુવો૦ ૩
પોર દહાડે પડી ન ઉઠે ઉપડી ન કરે ખટ;
થાળીઓ એની ઠીકરા જેવી લોટે ભર્યો કાટ. જુવો૦ ૪
ગોળાએ બેડ ઝારીઓ વળી, ખાસણે સેવાળ,
ઘરમાં ન વાસીદુ વાળે ગદા એના હાલ. જુવો૦ ૫
ચોખુ દાતણુ ના કરે દાંત મેલા ઘણું;
લોક સર્વે સાંભળો જઇ ક્યાં કરૂં વખાણ જુવો૦ ૬
બાર છઇયાંની મા કેવાણી, ગળતે ન આવડે પાણી
જોવું હોય તો જોઇ લેજો, ભુંડણુ વીખાણી. જુવો ૭

કાચો કરે રોટલો ને, શાક જાણે ખાણુ;
ઘેંસમા ન મીઠુ નાંખે, દાળ મોળી છાણુ. જુવો૦ ૮
રસોઇ કરીને ચોકો ન કરે ન કરે અબોટ;
રાંધે માથે ઘંટી તાણે, કુતરા ચાટે લોટ. જુવો૦ ૯
સાસુની ફજેતી ફુવડ ઘેર ઘેર કરતી:
સાસુ મારી શોકલડી, આ માટે નથી મરતી જુવો૦ ૧૦
હાથ પગે મેલ વળ્યો, અંગ મેલું એનું;
મુખે બમે માખીઓ, તો કામ ચોખું શેનું જુવો૦ ૧૧
ફુલ ભર્યો ઘાઘરાને સાલ્લે કાળો મેશ
એણુમાં જુવો પડી જાણે કચરાળી ભેંસ જુવો૦ ૧૨
ચીડ બાઝયું ચોટલામાં પડી જુવો લાખ
જે નરે આ નારી વરી તેનું જીવતર ધીક, જુવો૦ ૧૩
દુભે સાસુ નણદીને વળી ને દુભે દાહાડી
ઓળખો નહી તો ઓળખી લેજો આ કુંભરજા લાડી જુઓ૦૧૪
પુન્ય કરે ત્યાં પાડોશી ત્યાં આડી જીભ વાય;
અભ્યાગત આગણે દેખી ઘરમાં નાસી જાય. જુઓ૦ ૧૫
દે શીખામણ સ્વામી ત્યારે કુવે પડવા જાય:
લોક કેરા લોકમાં ફજેતીઓ લુંટાય. જુઓ૦ ૧૬
ધોકે ધોકે ધણી મારે ત્યારે દે સરાપ;
જો તને હું જીવન આપું તો તુંજ મારો બાપ. જુઓ૦ ૧૭
આવી ફુવડ દેખી ધણી, બળતો બોલે આપ;
આ માટે આડો ન ઉતર્યો પરણવા જતાં સાપ. જુઓ૦ ૧૮
આમ ફુવડ નાર તણા અવગુણ અધીક;

દેનારને દોષ ન દઇએ કરમે લખ્યા લેખ જુવો. ૧૯
આવી જેને નાર મળી તેને તો સંતાપ;
તે પુરૂષને માથે ભાગી, પાંચે મળીવાં પાપ. જુવે. ૨૦
નરનારી સૌ સાંભળો, ક્રોધ માં ધરશો રોશ:
દીઠી એવી દાખવી દેશો મા મને દોશ. જુવો ૨૧
ચમનલાલ તો સાચું કહે, અજાની નજર પુગે;
આ નારથી ફુવેડ માથે, શીંગડાં ન ઉગે. જુવો. ૨૨



## માણીગરની સાખીઓ.

ગરબી ૧ લી

મોહાલે પધારો મારા રાજ, મણીગર મોહાલે પધારો;
નારી જુવે છે વાટ, માણી૦ મારો શો છે અપરાધ; માણી૦
એમ રૂદન કરે રાધા નાર માણીગર૦ ટેક.
શીશો ભાગ્યો સાંધતાં, મન માગ્યું કુવેણ:
મોતી ભાગ્યું વીધતાં, તેને નહી સાંધો નહી રેણ. મા૦ ૧
સોનું કરીને સાચવ્યું, કરમે નીકળ્યું કથીર;
ચીંતામાં ચતુરાઇ ઘટે, મારાં શોસે સુકાણાં શરીર. મા૦ ૨
ચંદ્રા તુજને પુજતી, કરતીતી સોમવાર;
ઘડી એક મોડા ઉગજે, મારા પિયુ મીલાવણ હાર. મા૦ ૩
સાહેલી સાગર ઉલટયો, રત્ન તણાવાં જાય;
કરમ ફુટ ભરે મુઠડા, તેના સંખલે હાથ ભરાય. મા૦ ૪
જોબન જાતાં જાણતી કરતીજ મોધાં મુલ;
થોડુ થોડુ રાખતી, જેમ માલણ રાખે ફુલ. મા૦ ૫

પ્રીત એસી કીજીએ, જેસી ટંકણખાર;
આપ જલે પર રીઝવે, ભાગ્યાં સાંધે હાડ. મા૦ ૬
મીત્ર મીત્ર સબકું કહત, તાણી મીત્ર અનેક;
વીપત પડે સો શીર લહે, એસો જગમાં જવલ્લે એક. મા૦ ૭

ગરબી ૨ જી.

માણીગર આવો, મારે મોહોલે માણીગર આવો;
વ્હાલા શાને લોચન લલચાવો, મારે મોહોલે માણીગર આવો;
ઘણા દીવસની ગવાણિયું જુઠી, તે આજ લઈએ લહાવો. મા૦ ૧
ના નવ કહેશો કર્યાં કહો મળશો, ફરી અવસર આવો. મા૦ ૨
મનમાની મોજે માણીશું, ફરી તો નહીં ફાવો મા૦ ૩
જ્યારે ત્યારે પણ હું છું તમારી, શીદને તલસાવો. મા૦ ૪
અવર સુધારસ સુખનો સાગર, આજ પીઓ ને પાઓ. મા૦ ૫
રસીક રાય છો દયાના પ્રીતમ, મારે માહારો દાવો. મા૦ ૬

ગરબી ૩ જી.

વાંસલડી વાજે, સાંજે આજ વાંસલડી વાજે;
વાત મારી ભુલી માં જાજો, સાંજે આજ વાંસલડી વાજે ટેક.
જે જેમ કરવું હોય જે રીતે, તે તો ગીત વીશે ગાજો. સાંજે૦ ૧
કોઈને ના કહેશો કદી કોઈ પુછે તો સમ જુગતે ખાજો. સાંજે૦ ૨
નંદ જસોદાજી તો છે ભોળાં, તેને વીવેકે વાહાજો. સાંજે૦ ૩
આપ તો સદા સુખી છો પણ, આજ સુખ માહરૂં થાજો. સાંજે૦ ૪
મારા દોષ ના વીચારશો વાલમ, દીનબંધુ થાજો. સાંજે૦ ૫
દયાના પ્રીતમ જાણી દાસી પોતાની, પ્રેમરસ પુરણ પાજો. સાંજે૦ ૬

ગરબી ૪ થી.

ફુલી અલબેલી આવ્યા વ્હાલો, ફુલી અલબેલી;

વિરહ દુઃખ નાંખ્યું છે રેલી, આવ્યા વ્હાલો ફુલી અલબેલી. ટેક
શ્યામસુંદરનું મુખ નીરખી, ગોપીકા થઇ ઘેલી. આવ્યા૦ ૧
વિરહ અગ્ની ઓલાયો અંતરનો, થઈ આનંદની હેલી. આ૦ ૨
તેમ ફુલી જેમ પાસે રંગ, મહા રત્ન મળી પેલી. આ૦ ૩
મહાલક્ષ્મીને દુર્લભ વસ્તુ, તે પ્રેમે થઇ સેહેલી. આ૦ ૪
દયાના પ્રીતમની સંગે રમતાં, વાધી પ્રેમની વેલી. આ૦ ૫

ગરબી ૫ મી

ગીરીવરધર ગોપી, રૂપ એક ગીરીવરધર ગોપી;
જેમ પ્રતીબીંબ સંગ રમે બાળક એમ લીલા ઓપી રૂપ૦ ૧
કાશીમાં મુકીને શ્રી ગોકુળમાં, પ્રેમવેલ રોપી. રૂપ૦ ૨
વ્રજવનીતાને વશ થયા વીઠલ, વેદ વચનને લોપી. રૂપ૦ ૩
શુદ્ધ ચીતે પ્રેમરસ ના પીધો, શું થયું પેહેરે ટોપી: રૂપ૦ ૪
દયાના પ્રભુની લલનાએ મુખ મરડ્યું, તેને કામ વાસના કોપી રૂપ૦ ૫

## સાખીઓ અને શખશાઓ.

ગોકુળીએ લેઇ ચાલ વાલા, ગોકુળથી વંદ્રાવન રૂડું;
તે મુજને દેખાડ વાલા, થેઇ થેઇ રાસ રમાડ વાલા,
રાસ રમ્યાના કોડ વાલા, જે જે શ્રી રણછોડ વાલા;
સરસ્વતી માતને વીનવું, ગણપત લાગુ પાય;
અલબેલી અંબા આશ પુરજો, શુભ સેવા તમારા ગાય, વાલા
ગોકુળીએ લઇ ચાલ વાલા.
અંબા સુત રીપુ તોડાગર, તાબરખ અસવાર;
ના માતા પીતા ભુસશુ, ના વેરી સામ ભુકાર વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. ( [illegible]

ચંદન ભરી તલાવડી, મોતીડે બાંધી પાળ;
સરોવર પાણી સાંચર્યાં, રાધા રાણી પાણીડાંની હાર વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૪

પથ્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતાં ગાય;
અરધું અંગ ફરે ફુદડી, તેનું એઠું સઉકો ખાય વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. (ઘંટી)

ડુંગર ઉપર દેવડી, સોની ઘડે સોનાર;
કાનજી ઘડાવે વેળીયાં, રાણી રાધા ઘડાવે હાર વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૬

પાંચ વેંતની પુતળી, મુખ લોઢાના દંત,
નારી સંગે નીત રમે, તમે ચતુર વીચારો ચિત વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. (સાબેલુ)

કુવા ઢાંકણુ ઢાંકણુ, ખેતર ઢાંકણુ વાડ;
બાપનું ઢાંકણુ બેટડો, ઘરનું ઢાંકણુ નાર વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૭

લંક લપેટણુ શીત હરણુ, નહી લંકાપતી રાય;
જીસ કારણુ કઉરવ હણ્યાં, મોકલાવો મારા નાથ વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. (ચીર) ૮

મગ મગ જેવડાં મોતીડાં, આડા અવળા જ વેહ;
જુવા માબાપનાં છોરૂવા, તમને આવડો શો સ્નેહ વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૯

સોપારી જેવડું સારંગડું, તલનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રત્ન ગળ્યાં, એક ધરતીને બીજું આભ વાલા,

ગોકુળીએ લેઈ ચાલ વાલા; ( આંખની કીકી ) ૧૦
ડુંગર ઉપર દેવડી ઉપર કળાયલ મોર,
રાજા તારા મેહેલમાં મેં તો દીઠું બંધાઈ ચોર વાલા,
ગોકુળીયે લઇ ચાલ વાલા, ૧૧
વેંત જેવડી વરખડી ને ઢાલ જેવડું ફુલ,
કાચાં કમળ ઉતરે, તેનું પાકે થાયે મુલ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( કુંભારનો ચાક ) ૧૨
ખંભાતી ગાડાં જોતર્યાં, મહી ભર્યું છે હીર;
પીઉજી હોય તો મુલવે મારાં ફાટી ગયાં છે ચીર વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૩
નગરમાં નાગી ફરે, વનમાં પહેરે ચીર;
તે તો તમે લાવજો, મારી સગી નણંદના વીર વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( સોપારી ) ૧૪
ખંભાતી ગાડાં જોતર્યાં, મહી ભર્યો છે દાત;
પીઉજી હોય તો મુલવે, મને શના ચુડાની ખાંત વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૧૫
ગાય વીયાણી ગાંદરે, વાછરડું વાડા માંહી,
દોનારી સુને પારણે, તેનાં છોરૂડા લશ્કરમાંહી વાલા
ગોકુળીયે લેઇ ચાલ વાલા. ( બંદુક ) ૧૬
આંબલી થડ ચીકણી, ટુંકાં ટુંકાં પાન;
પેઉજી બેઠા સભામાં, તેને કેમ કરી કરૂં સાન વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૭
નારી પીટી નર થયો, શુરા પહેલો ધાય;
આઠ માસ રણ ભોગવી, પછી નારી થઇ ઘેર જાય વાલા,

ગોકુળીએ લેઈ ચાલ વાલા. ( ગોફળનો ગોળો ) ૧૮
પાટણ દીવો પ્રગટીયો, મેશ પડી મેવાડ;
આંજનારી આબુગઢ વસે, એનો છેલ વસે ગુજરાત વાલા,
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ૧૯
પડી પડી પણ ભાગી નહી, કટકા થયા બે ચાર,
ભ્રમર પાંખે ઉડી ગઇ, તેનો ચતુર કરોને વીચાર વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( રાત ) ૨૦
આંબો વાવ્યો દક્ષીણ દેશમાં, ઉગ્યો અમદાવાદ;
ફાલ્યો ફુલ્યો માળવે, વેડાયો ઝાલાવાડ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૧
આઠ કડકે નર નીપજ્યો, બે નારી નર ચાર;
તેમાં બે નપુંશક વસે, તે મેં તજ્યો ભરથાર વાલા
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ( પલંગ ) ૨૨
તનનાં કરૂં ત્રાજવાં, મનનો કરૂં બજાર;
હૈયાની કરૂં હાટડી, હું તો વણજ કરૂં વેપાર વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૩
નારીને તો નર ઘણા, ઝાઝા સાથે છે પ્રીત;
નારી પહેલો નર મરે, તે તો કોના કુળની રીત વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૪
જળમાં પેસી ઘર કરે, ઝાઝા જળમાં નાળ;
માથું વાઢે મરે નહીં, એનો ખાલ ખેંચે જીવ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( ડાંગર ) ૨૫

આંબા ટંએ મોરીઓ, કોણ સોંપુ રખવાળ;
પેલો પાડોશી પાતળો, મારો પરણ્યો નાનેરૂ બાળ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૬

બાપે જન્મી બેટડી, બેટડીએ જનમ્યો બાપ;
ચતુર નર સમશા કહો, એતો બેટી ભલી કે ભલો બાપ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( આંબલી ). ૨૭

ઉંચી ગોરી ઉજળી, જળ ભરવાને જાય;
કાંટો વાગ્યો પ્રેમનો, એતો ઉભી ઝોલાં ખાય વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૮

હરતી ચઢણુ ગઢ ગંમણુ, વેશ્યા વલભ જેહ;
પીઉ પધારો તેને હાટડે, મોકલાવો તેનું તેહ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( સીંદુર ) ૨૯

આંગણે વાવું એલેચી, સેંચાવું નાગરવેલ;
પરણ્યો હોય તો પાળજે નીકર મહીયર વળાવી મેલ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૩૦

ત્રણ મુખ ને તેર પગ, સાંભળ ચતુર સુજાણ;
નર ઉપર નારી ચડે, પછે થઇ છે તાણા તાણ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( કુઝણું ) ૩૧

દરીએ મોતી નીપજે, નહી મોતીનું મુલ,
ભાગ્યો દાણો નહી મળે, એક મોતીને બીજું મત વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૩૨

---

## ગરબીઓ.

ચાલ સખી શેલાણી આવ્યો મારા બાગમાંરે—એ રાગ.
તમે વીસરી વીસરી વીસરી રાજ મને બંસી વજાડી.
કાહાના વીસરી. ટેક.

મુને મુકી ગયા બાળે વેશમાંરે
લીધી સુધી ન લવલેશ. મને૦ ૧
દાસી જાણીને આવો મારા મોહોલમાંરે,
વીના છત્રપતી તો નથી ચેન. મને૦ ૨
મને નીંદ્રા ન આવે સેજે એકલીરે,
બીના બાલમ કટે કેશે રેન. મને૦ ૩
મારા જોબનનાં પુર વહી જાય છેરે,
તમે આવી માણો માહારાજ. મને૦ ૪
કોઇએ ભરમાવી લીધો મારા છેલને જો,
કીધાં ઘાયલ પ્રિતમ તારાં નેણ મને૦ ૫
ઓધવ સંદેશો કેજો મારા શામનેરે,
વહેલા વળે ત્રીભોવન રાજ. મને૦ ૬
કરજોડી ઓધવ કહે નાથનેરે,
રહે વ્યાકુળ સદા વ્રજનાર. મને૦ ૭
એવું સુણીને રાજ પધારીયારે,
આપી આનંદ હિર અપાર. મને૦ ૮



મને માયા લગાડી મોહનીરે,
મોહની મોહની, મોહની;

રાજ મને માયા લગાડી મોહનીરે. ટેક.
હું તો હાલું ચાલું ને મને સાંભળેરે,
જોઉ જોઉરે પ્રીતમ તારી વાટ મને૦ ૧
વાલો જુમનાંની તીરે એકલોરે,
ત્યાંતો ખોબલે ઉરાડે નીર. મને૦ ૨
મુંબાઇ શહેરનાં તે મોતી વાપર્યારે,
તે તો આવ્યાં અમારે દેશ મને૦ ૩
પાતળીઓ હોય તો મુલવેરે,
અલબેલી દરીયા પાર. મને૦ ૪
કાઠીઆવાડની તે કાંબીઓ વાપરીરે,
તે તો આવી અમારે દેશ. મને૦ ૫
છબીલો હોય તે મુલવેરે,
છોગાળો દરીયા પાર, મને૦ ૬
સુરત શેહેરના સાળુ વાપર્યારે;
તેતો આવ્યા હમારે દેશ. મને૦ ૭
પાતળીઓ હોય તો મુલવેરે;
શામળીઓ દરીઆ પાર. મને૦ ૮
હવે મોહન મથુરાંથી આવીઆરે,
સર્વે વસ્તુની વોરત થાય. મને૦ ૯
તમે નીરદય નઠોર નંદલાલ છોરે;
કીધાં ઘાયલ ન લીધી સંભાળ. મને૦ ૧૦
એવું સુણી પ્રીતમ પધારીયારે;
આવી કીધી છે લીલા લહેર. મને૦ ૧૧

## મરળી હણુણી ભાષાની:

( ગોકુળીએ લઇ ચાલોરે ઓધવરાજ હમને. એ રાગ )

તુહ્મી મીલા વીસરૂ ન મેલારે જાદવ નંદકૃષ્ણ;
લબાડ વચન દીલ્લારે જાદવ નંદ, ટેક
ગોષ્ટી વીજ્ઞેમાચી કોણુલામી સાંગુ;
યાયાં મી તુમચે પાઇ લાગુરે. જાદવ૦ ૧
હરીચી વાટ મી અહોનીશ પાહુ;
કૃષ્ણુ વીયોગે કુઠે જાઉરે. જાદવ૦ ૨
દરશન ઘો માલા કૃષ્ણુ મોરારી;
યા મી તુમાપર વારીરે. જાદવ ૩
લબાડ શપત તુમી અમચી ખાતા;
સવતીચા ઘરી જવું ન રહતારે. જાદવ. ૪
સવતીચા ટોંડ મીતા પાહ્યાચી નહી;
સલ સાગુ અમીસાઇરે. જાદવ. ૫
અશી આયકુતી હરી રાધા ઘરી આલે;
દામીચે સ્વામી પ્રસન્ન ઝાલેરે. જાદવ. ૬



( ગરબીઓ વ્રજ ભાષાની )—

શામળા ઠાડી રહું કે ઘર જાવું, ઠાડી ઠાડી કુમળાતુંરે;
શામળા ઠાડી રહું કે ઘર જાવું ટેક.
કુબહી દાડારે મેતો તુમારે આંગણીયે;
શાકર માખણુ પાવુંરે. શામળા. ૧
વંદ્રા તે વનની કુંજગલનમાં,

ગોવીંદ પ્રભુના ગુણુ ગાવુંરે. શામળા. ૨
જળ જુમના મેં પનીયાં ભરન ગઇ;
ચેઇ સુરત લપટાવુંરે. શામળા. ૩
સુંદર જળ જુમનાજીકા નીરમલ,
નીત્ય ઉઠી ગંગામાં નહાવુંરે. શામળા. ૪
પુરૂષોતમ પ્રભુકી છબી નીરખત;
ચરણકમળ ચીત લાવુંરે. શામળા. ૫



જુલીયાઇ માળા કુંજનકે બનમે,
કુંજનકે બનમે કુંજનકે બનમે, બંસી બજાઇ મધુ બનમે;
જુલીયાઇ માળા. ટેક.
શ્યામકે ખાતર મેંતો જોગન બનજાઉંગી;
હોંશ રહી મનકી મનમે. જુલીયાઇ. ૧
જલ જુમના મેં પનીયા ભરન ગઇ;
કર લગી અંગીયા ભીતરમે.: જુલાયાઇ. ૨
પુરૂષોતમ પ્રભુકી છબી નીરખત;
મીલે ગયે મોહન બનમે. જુલીયાઇ. ૩



( છોડી બમનકી અંગીયાકુ અતર લગાકે ચલી—એ રાગ. )
બખુભાનકી લલી શામળાસે નેહડા લગાકે ચલી. ટેક.
આટોજી શામળે મેરી ગલી, હાડે રહો લાલાજીમેં કબકી ખડી.
બખુભાન. ૧
હાથમેં છે ગજરા ગુલાબકી છડી,
પાઉસે ઝાંઝર બજાવતી ચલી. બખુભાન. ૨

આંખો ભરે સુરમેને મુખમાં ભરે પાન;
છોટીસી ઉમર રાધા બોતશા ગુમાન. પ્રભુભાન. ૩
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર;
ગોવાલણીકું મીલ ગયે જુમનાકે તીરે પ્રભુભાન. ૪



મેરા સૈયાં ગુલાબીકા ફુલ, હમારા રંગ કેસરીયાં;
ચુનેકા ગડવા ગંગાજલ પાની;
મેરા પીવે ગુલાબીકા ફુલ, પીલાવે રંગ કેસરીયાં. મે૦ ૧
સુનેકી થાળીમે જમવા પીરોશુ;
મેરા જમે ગુલાબીકા ફુલ, પીલાવે રંગ કેસરીયાં. મે૦ ૨
ચુન ચુન કલીયાંમે સેજ બીછાઇ;
મેરા લોટે ગુલાબીકા ફુલ, ઉડાવે રંગ કેસરીયા. મે૦ ૩
ચંદનીકી ચાદર ઓઢો મેરે બાલમ,
મેરા ઓઢે ગુલબીકા ફુલ, ઓઢાવે રંગ કેસરીયાં. મે૦ ૪
ગંગેરી પાન જસોદી બીડોયાં,
મેરા ચાવે ગુલાબીકા ફુલ, ચબાવે રંગ કેશરીયાં. મે૦ ૫
ભોર ભયા ઓર ચીડીયાં બોલી;
મેરા ભાગે ગુલાબીકા ફુલ, જગાવે રંગ કેશરીયાં. મે૦ ૬



## સાખીઓ.

આબા રહો મજરાજ, વારૂછું વાલમ તમને;
કજેતી આપણુ બેની થાય, માટે જાવા દોની હમને. ટેક
સમે સમોરસ ચાખીયે, છો સમજુ મહારાજ;

અણુવીચારથી ચાલીએ, એમાં નટવર નવ રહે લાજ. વા. ૧
વાલા છો વરણાગીઆ, શું કરૂં અબળા નાર;
સાસરીયા કેરે ઘણું, એથી નથી નીસરાતું બહાર. વા. ૨
છોકરવાદી નવ કીજીએ, વિચારીએ મન માંહ્ય;
રાંડ તજો રશીયા તમે, હવડે આવી ચડશે કોઇ આંહે. વા. ૩
પ્રીત રીત શીખ્યા નથી, ચારી જાણો ગાય;
ચતુર નભાવવો નેહ, એતો કઠણ ઘણેરી થાય. વા. ૪
કહે ભટના હરીનું વચન, હું સમજી ગઇ સહુ પેર;
સમી સંધ્યાએ આવજો, મારી સહીયર કેરે ઘેર. વા. ૫



મળાયો મોહન મધુપુર, સહીયર કર્યું કામણ મુજને;
મુને ભરવા ન દીધું નીર, શી કહું વાત આજની તુજને. ટેક.
રૂપ રસીક ઘણું છેલનું, ચંચળ નેન રસાળ;
ચીત મારૂં ચતુરાઇ થકી, આવી ઓચીંતી કીધી આળ. સે. ૧
મરકલડું કરી પુછીયું, શું છે તમારૂં નામ;
કાલે મળજો માનવી, મારે તમ સંગાથે છે કામ, સે. ૨
કરી હસવું ગયા વન ભણી, વાંસલડી લે હાથ;
આકુળ બની વનમાં ફરૂં, અમને મળવા થઈ આશ. સે. ૩
તું તેને બઇ ઓળખે, માટે મને દેખાડ;
નીકર જીવ મારો જશે, તારે જીવાડવી હોય તો જીવાડ. સે. ૪
હરી ભટનો હસી વશી રહ્યો, રહે રહે ભરપુર;
ગોવીંદજી ઠગી ગયો, એના સરખો નહી કો ચતુર. સે. ૫



## ગરબી—સખીઓની.

આ મારી રંગ રંગીલી સેજ, સ્વામીજી નીંદ્રા કરોને.
મારૂ જોબન બાળેવેશ, મારા સ્વામી નીંદ્રા કરોને.
મારા છુટા છે શીરના કેશ, સ્વામીજી મારા:
તમે દયા લાવો લવલેશ, મારા સ્વામી. ટેક.

તે કારણ તું સાંભરે, મને દહાડામાં દશવાર;
વાદળ ઝબકે વીજળી, જેવી રણ ઝબુકે તલવાર. મારા. ૧

સજ્જન એસો કીજીએ, જયામે ગુણ બત્રીશ;
ભીડ પડે ભાગે નહી, દેવેજ અપનો શીશ. મારા. ૨

સ્નેહી સ્નેહ બતાવીને, સુખ હરી લે સાર;
વાહાલા વેરી જ્યાં થયાં, હવે સાહ્ય તે કોણ કરનાર. મારા. ૩
સુખ માટે સોબત કરી, નીવડી દુઃખ દેનાર;
દ્રવ્ય દેહ વસ્તુ વ્હોરીએ, જ્યમ સાધન જીવ હરનાર. મારા. ૪
તમો ગયે મારૂં ગયું, આ તનડાનું ભાન;
ઝાઝુ આથી શું કહું. સ્નેહી વણ સમશાન. મારા. ૫
ચીતડે ચીતવન એકનું, ચરચર કરતું નિત્ય;
વ્હાલા છેક નમેરડા, થઇએ નહી જ્યાં પ્રીત. મારા. ૬
સોળ વરસની સુંદરી, પીઉ ગયા પરદેશ;
તે અબળા સંતાપે ઘણું, જેનું જોબન બળે વેશ. મારા. ૭
સજન તેરે કારણે, સુકયો સબ શરીર;
પાપી નેન સુકત નહી, તેમાં ભરભર આવે નીર. મારા. ૮
પંખી હઉ તો ઉડ ચલું, ઘડી ન રાખુ ધીર;
જયું જ્યું સજન સાંભરે, તીયું તીયું વાગે તીર. મારા. ૯

સજ્જન તુમ મત જાણીઓ, તુમ બીસરે મોય ચેન;
દાઝે બનકી લાકડી, તે તો સીલગત હે દીનરેન  મારા. ૧૦
હવે તમારા, મુખના, દરશનની રાખું આશ,
માટે મળવા આવજે, દીલમાં રાખી ઉલાસ.  મારા. ૧૧
તારી પાસે પ્રીત તે, તું જાણે કે હુંય;
અરર અમરતા એ થકી, કહેશે કે થયું શુંય.  મારા. ૧૨
માટે મારા મનની, મનમાં સમજી રહું;
છાંય કુવાની કુપમાં, જ્યમ સમાય છે સહુ.  મારા૦ ૧૩
એવું સુણી પ્રીતમ આપીયા, દીધું આલીંગન;
આનંદ રસ ત્યાં ઉછળ્યો, પોઢયા બેઉ પલંગ.  મારા૦ ૧૪

—⁂—

## લાવણી ૧ લી.

હો નાથ માહરો હાથ કેમ ઝાલો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો.  ટેક.
મારે માથે મહીનું માટ ખોટી નહી થાઉં,
નહી આપું દધીનું દાણુ સમ હું ખાઉં;
માટે વીઠલ કહુંછું વાત વેગળા રહેજો,
કાંઇ કહેવું હોય તો અળગા રહીને કે'જો;
તમે મનના માન્યા મોહન મન માલો છો,
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો.
અણીયાળી તારી આંખ ભ્રકુટી ભારી,
મોહીત કરે છે વ્રજને વાંસળી તારી;
પણ હું નહી તેની સમજી લેજો વાલા.

નહી સરે અર્થ અહીં કંઈ નંદના લા
જેવા પોતે તેવા સહુને જાણો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો.
મુગને પાલવ ફાટે ચુંદડી મારી,
ફુટશે મહીનું માટ ઘેલા ગીરધારી;
કોમળ આ મારો કર મરડાઈ જાશે.
નંદાશે બીસોરી છંદ જાન બહુ થાશે;
ગોરસ માટપર હાથ કેમ ડાલો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો.
તુટશે ચોળીની કસ વાગશે વાલા,
મરડાશે બાવડી મારી નંદના લાલા;
તને નિર્લજને શી લાજ હું તો લાજુંછું
કોઇ દેખે દુરીજન લોક તેથી ભાગુ છું;
સ્વામી ગોરધનના પ્રીતે ડોલો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો.



## લાવણી ૨ ૭.

કરતાર કહે હો નાર વાત સાંભળજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે. ટેક.
બહુ દેખી તારા જેવી નાર ઠગારી,
આવી સમજાવા આંખે કાજળ સારી;
વળી ટીલડી કીધી ભાલ ગાલપર ટપકી,
ગલામે મોહનમાળ કાળી કંચુકી;

શ્રીકૃષ્ણ કહે તું કહ્યું મારૂં કરજે,
આપી દધીનું દાણ પછી પરવરજે,
હું તોડું હાર હવે ગળાનો તારો;
જમનાના ઘટપર દાવો દાણનો મારો.
તે કારણ નારી અહીં તારાં લુટીશું,
આ રૂપ રંગને જોબનનો રસ લઈશું,
તે પછી રાધીકા કરવું હોય તે કરજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે,
તારૂં મુખડું જોઈને મન હરખે છે મારૂં,
ઉભીરે છબીલી નાર માટ ઉતારૂં
જોબનને શીતળ છાંય સંગ છે સારો,
મેળાપ થશે આ વનમાં તારો મારો,
શુભ શીખ આપે શ્રીકૃષ્ણ કાનપર ધરજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે
ગુલાબી રંગનો સાળુ કસબી કોરે.
તુજ કટી સિંહના સરખી ચીતડું ચોરે
પાયે નેપુરને ચોળી રંગ ઘેરી છે
અણિયાળી તારી આંખ ઝીણી કોરી છે
કહે ગોવરધનના નાથ વાત સાંભળજે
આપીને દધીનું દાણ પછી પરવરજે.

## લાવણી ૩૭.

એવું સુણી રીસથી બોલી વ્રીજની બાળા
ચાલીને પાધરા મુકી મનના ચાળા.
મારો જાય સાથ સહીયરનો મુકી દેજે

નવ કરો આળ પાંસરા રહેજો
ફુટશે મહીનું માટ દધી ઢોળાશે
મારી મોહન નવરંગ સાડી ભીંજાશે.
મને ડર લાગે દુરીજનનો કાનજી કાળા
ચાલોને પાધરા મુકી મનના ચાળા
જાણીને વાત આ નણંદલ મારી નડશે
સાસુના આગળ સાચાં જુઠાં કરશે.
મારી સાસુ દેશે ગાળ અળ ચઢાવે
પરણ્યાને કહીને માર મુને ખવરાવે,
હું કહુંછું એટલા માટે મોરલીવાળા;
ચાલોને પાધરા મુકી મનના ચાળા.
વળી જોર કરે જુગજીવન અહીં નવ ચાલે
કરોછો ઢોંગ શું ત્યાનો કોઇ નવ આવે.
મેં જાણ્યું તારૂં જોર ઢોર ચારીને
કાડયું છે મોટું નામ માસી મારીને
ફરતા વનમાં તમે ઓઢી કામળી કાળા
ચાલોને પાધરા મુકી મનના ચાળા.
શું સમજે રસ ગોરસનો લેવા કાના
નાનડીઆ નંદના બેસો છાનામાના
હું સાખી રહીછું ભોલી બાળક જાણી
કો મળશે માથાની નાર કાનુડા દાણી
કહે ગોવર્ધનના નાથ મોરલીવાળા
ચાલોને પાધરા મુકી મનના ચાળા.

## લાવણી ૪ થી.

મેં જાણી તારી વાત છબીલી

જાવું છે ચોરીને દાણુ ધુતારી
નણુદલ જો દેશે ગાળ સાસુ લડશે તો
શું જાશે મારૂં હો નાર એમ કરશે તો
તુટશે હાર હૈયાનો માટ નંદાશે
તો કહેને કામણગારી મને શું થાશે.
હું દાણુ લીધા વીણુ નહી જાવા દઉં નારી
જાવું છે ચોરીને દાણુ ખડી ધુતારી
નિર્ણાની દેનારી નારી તુજને દેખી
ઓછી તું જાત આહીરની અમને પેખી
છાકેલી છેલ તું ભરેલ મદથી માતી
બોલે છે ચપળા બોલ નથી લજવાતી
હું વાત જાણું છું સરવે અબળા તારી.
જાવું છે ચોરીને દાણુ ખડી ધુતારી.
શું ઊંટે નારી કેમ નાસે છે
આ નાનકડાને દેખી કેમ ત્રાસે છે
કહે કૃષ્ણ કામની આવ કહું તુજ કાપું
જે મુખમાથી માગે તે લાવી આપું
અહીં બેસો રામા રંગ મચ્યો છે ભારી
જાવું છે ચોરીને દાણુ ખડી ધુતારી
કાનાએ કામની જેમ તેમ સમજાવી,
ઉતારી માટ ગોરસનું પાસ બોલાવી.
હળી મળી પ્રીતથી બેઠા રંગ રમવાને.
વળી નાંખ્યો ગળાપર હાથ દધી જમવાને
કહે ગોવરધનના નાથે રમાડી નારી
જાવું છે ચોરીને દાણુ ખડી ધુતારી.

# ભાગ ૧૦ મો.

## લગનમાં ગવાતાં ગીતો.

### ગીત ૧ લું કંકોત્રી.

કંકુ છાંટી કંકોતરી મોકલે કોડે કાવે સુભદ્રા બેન
વીરા વહેલા આવજો.
દેવ દુંદાળાને લાવજો એ છે પારવતીનો પુત્ર વીરા૦
શ્રીકૃષ્ણ બળદેવ એ બાંધવા પવિત્ર પીતા વાસુદેવ વીરા૦
પાંચ પાંડવ તે દાસ તમતણા હરનીશ જપે તમારૂં નામ વીરા૦
જક્ત જનેતા દેવકીણી ગાયની અંજના દેવી તમારાં માત
વીરા વહેલા આવજો૦
ભત્રીજા ભલા ભાવતા તમ આવે થશે સુખચેન
વીરા વહેલા આવજો૦
રાણી રૂકમણીને રેવંતી સતભામાનેરે જાંબુવંતી
વીરા વહેલા આવજો૦
ભીડભંજન તમારી ભાભીઓ સોળ સહસ્ર એકસોને આઠ
વીરા વહેલા આવજો૦

કંથ જોડ દીયરીઆને કોડ ઘણા ભાઇ ભવ તારશુ ભગવાન વીરા૦
સાથે જનદવ સધળાને લાવજો બીજી ઉતમ વરગ્ન અનેક વીરા૦
વેદ વાંચના વીપ્રને લાવજો બીજો સર્વે કુટુંબ પરીવાર. વીરા૦
ચોકુ લખ્યું મર્ડુ કરી વાંચજો પ્રભુ નોધારાના આધાર વીરા૦
પ્રિતીધરેરે વહેલા પધારજો શેષનાગ ન પામે પાર. વીરા૦



## ગીત ૨ જું—જામનું.

વાડીમાં રેલછેલ મોગરો
મને આપોરે માતારે કોદાળી
હું તે મોગરો રોપવા રંનાદેવ.
મને આપોરે માતારે ઘડુલો
હું તો મોગરો સીંચવા જાઉંરે રંનાદેવ. વાડી૦
મને આપોરે માતારે ટોપલી
હું તો મોગરો વેડવા જાઉંરે રંનાદેવ વાડી૦



## ગીત ૩ જું.

માને ફુલ ભરાવી છે છાબ અગરચંદન ભર્યા ઓરડારે
જમાડોરે વહુ નવી વહુના કંથ રાણી રાંદલને કરે આરતીરે.

આરતી અવસર હોયરે રંનાદેવ પહેલડા પોહોરની આરતીરે
પાન ફુલે ભરાવી છે છાબ તો અગરચંદનના ભરાધા ઓરડારે
જગાડોરે વહુ નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે
આરતી અવસરે હોયરે રંનાદેવ બીજા પહોરની આરતીરે
પાન ફુલે ભરાવી છે છાબ તો અગરચંદનના ભર્યા ઓરડારે
જગાડોરે વહુ નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે
આરતી અવસર હોયરે રંનાદેવ ત્રીજરા પહોરની આરતીરે
પાન ફુલે ભરાવી છાબ તો અગરચંદનના ભર્યા ઓરડારે
જગાડોરે નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે
આરતી અવસરે હોયરે રંનાદેવ ચોથલા પહોરની આરતીરે

---

## ગીત ૪ થું.

ડુંગર ઉપર ઉગ્યા વાંસ એરે વાસનો વીંજણુલોરે ઘડીયો
માણેક મોતી ને હીરલે જડીઓ એરે વીંજણુલો આદીત ઢળીયો
ઢરખ્યારે આદિત પુછેરે વાત કહો રાણી રાંદેલ કયા હોડયા ખાટ
નથુભાઇને ઘેર જન્મીયારે જાગ વહુરે નવી વહુએ ઓરડા ખાટ
ખાટ ઓરાડીને લાવ્યા પાય ભલેરે પધાર્યા રાણી રાંદેલ માય
ઢળ્યારે રાંદેલ દેરે આશીશ જીવો નથુભાઇ કોડ વરીસ
કરોડ તે ઉતર હોયરે પંચાશ, આશા પુરીરે એના કુટુંબ પરીવાર

## ગીત ૫ મું.

કરોડ ઉતર હોયરે પચાસ આશાપુરીરે એના કુટુંબ પરીવાર
મારેરે આંગણે કુઇરે રણાયો ગુડણ સમાણુ પાણીરે રંનાદેવ

ખાટડીયાળા નાવારે બેઠાં આદિતની ઘર નારરે રંનાદેવ
સોઇ રંગ સોઇ રંગ લાલ કસુંબો, મથુરામાં મોંઘા વેચાય રે રંનાદેવ
ફુળાં કાતળીયાં ને આંબા પાતળીયા, ખડબુચાં છોલાય રે રંનાદેવ.
બારેરે આંગણે કુઇરે ચણાવો ઘુંઘટ સમાણાં પાણીરે રંનાદેવ.
ખાટડીયાળા નાવારે બેઠા નથુભાઇની ઘરનારરે રંનાદેવ
સોઇ રંગ સોઇ રંગ લાલ કસુંબો મથુરામાં મોંઘા વેચ રે રંનાદે.
ફુળાં કાતળીયાં ને આંબા પાતળીયા ખડબુચાં છોલાયરે રંનાદેવ

## ગીત ૬ ઠુ.

પેલોરે પોડી કંકુએ ભરીઓ
જઇ રાણી રાંદેલ અગળ ધરીઓ
માવડીઆ ભાગોને વેણુલારે
હું વણઝારી દાસ તમારી
નવ લાખ પોડી શ્રીફળે ભરીઓ
જઇ રાણી રાંદેલ આગળ ધરીઓ માવડી હું વના ન મા
ત્રીજેરે પોડી ખારેકે ભરીઓ
જઇ રાણી રાંદેલ આગળ ધરીઓ માવડી હું વના ન મા
સાથેરે પોડી ફોફળે ભરીઓ
જઇ રાણી રાંદેલ આગળ ધરીઓ માવડી હું વના ન મા

દેચી ન જાણું સાટી ન જાણું
નવ લાખ પોઠી એકલડી હંકારૂં

## ગીત ૭ મું.

સમીરે સંધ્યાએ નીસર્યા દેવ ક્યાં જઈ વસશો ૧
વસીશું તે ઓબા આંબલી વસીશું સરોવરની પાળે ૨
વસીશું તે નથુભાઇને ઓરડે જે મીઠાં બોલી નાર ૩
મીઠાં બોલે ને મન મીસે લાગી લાગે છે પાએ ૪
પાયે લાગીને શું માગીયાં માગ્યાં ત્રણીયનાં રાજ ૫
અખંડ એવાતન ધાટડી માગ્યાં પુત્ર પરીવાર ૬

## ગીત ૮ મું.

રદિલ માનો રહરોયે સોરંભનો રદિલ પુજા કોણે કરીરે ૧
નથુભાઇનેરે ઘેર નવી વહુ તો રદેલ પુજા તેણે કરી ૨

---

## માંડવાનું ગીત ૯ મું.

મારો માંડવો મોગરે છાયોને નેત્ર ઓછાડીઓરે
મારે માંડવે કેળાનો થંભ આ શો રૂડો માંડવોરે
મારે માંડવે કોણ કોણ આવ્યું કોણ આવશેરે
હું તો જોઉં મારા કાયા ભાઇની વાટ જેને આવે રંગ રહેશેરે
મારે માંડવે મોતીલાલ આવ્યા હરીલાલ આવશેરે
હું તો જોઉં મારા માણેકલાલની વાટ જેને આવે રંગ રહેશેરે
મારે માંડવે કેઇ વહુ આવ્યાં કેઇ વહુ આવશેરે

હું તો જોઉં મારી કોઇ વહુની વાટ જેરે આવે રંગ રહેશેરે.
મારે માંડવેરે અમાવહુ આવ્યાં જીવકાર વહુ આવશેરે
હું તો જોઉં મારી ઝવેરવહુની વાટ, જેને આવે રંગ રહેશેરે

—❧—

## ગીત ૧૦ મું.

ઉંચા મંડપ મોગરે રચાવો, મેં તો કોડે પગરણ માંડીઆંરે;
મંડપ ઉપર જાજમો પથરાવો, મેં તો કોડે પગરણ માંડીઆંરે;
જાજમ ઉપર બાજોઠો ઢળાવો, મેં તો કોડે પગરણ માંડીઆંરે
બાજઠ ઉપર બાજીઓ ઢળાવો, મેં તો કોડે પગરણ માંડીઆંરે
બાજી ઉપર પરમાણના પાસા, મેં તો કોડે પગરણ માંડીઆંરે;
રમશે રમશે રાજપીપળાના રાજા, મેં તો કોડે પગરણ માંડીઆંરે
સામા રમશે નાનાભાઇ દેસાઇ મેં તો કોડે પગરણ માંડીઆંરે
હાર્યા હાર્યા રાજપીપળાના રાજા મેં તો કોડે પગરણ માંડીઆંરે
જીત્યા જીત્યા નાનાભાઇ દેસાઇ મેં તો કોડે પગરણ માંડીઆંરે
જીત્યા ઉપર નોબતો વગડાવે મેં તો કોડે પગરણ માંડીઆંરે
હાર્યા ઉપર મંઘેડા ભુકાવો મે તો કોડે પગરણ માંડીઆંરે

## ગીત ૧૧ મું.

સુરજ ઉગ્યોરે કેવડીઆની ફણુમે કે વ્હાણેલાં ભલે વાયાંરે
સુતા જાગોરે વસુદેવના નંદ કે વ્હાણેલાં ભલે વાયાંરે
તમ જાગેરે જાગે સહુ દેવ કે વ્હાણેલાં ભલે વાયાંરે
લેજો લેજોરે પીતળનો લોટો કે વ્હાણેલાં ભલે વાયાંરે
દાતણ કરજોરે તુળશીને ક્યારે કે વ્હાણેલાં ભલે વાયાંરે
મુખ લેજોરે પામરીઓના છેડે કે વ્હાણેલાં ભલે વાયાંરે

નામ લેજોરે શ્રીરામનાં નામ કે વ્હાણેલાં ભલે વાયારે
સુરજ ઉગ્યોરે કેવડીયાની ફણગે કે વ્હાણેલાં ભલે વાયારે
સુતા જાગોરે પારવતી વહુના કંથકે વ્હાણેલાં ભલે વાયારે
તમ જાગેરે જાગે સહુ દેહ કે વ્હાણેલાં ભલે વાયારે
લેજો લેજોરે અધવાના લોટા કે વ્હાણેલાં ભલે વાયારે
દાતણ કરજોરે ઉકરડાની ટોચ કે વ્હાણેલાં ભલે વાયારે
મુખ ધોજોરે મશેતાને છેડે કે વ્હાણેલાં ભલે વાયારે
નામ લેજોરે તમારા બાપનું કે વ્હાણેલાં ભલે વાયારે

## ગીત ૧૨ મું.

કોણે મારાં આંગણાં સમરીયાંરે
કોણે પૂર્યાં મોતી કેરા ચોક મારા આંગણાં રળીઆમણાંરે
કોણે મારા સામા તોડા ધોળીયારે
કોણે લખીયા હંસને મોર મારા તોડા રળીઆમણારે
સાહાસાહેએ આંગણાં સમારીયાંરે
મોતી બ્હેને પુર્યાં મોતી ચોક. મારાં આંગણાં રળીયમણાંરે
લલુભાઇએ સામા તોડા ધોળીયારે
સુરી બ્હેને લખીયા હંસને મોર, મારા તોડા રળીયામણારે

## ગીત ૧૩ મું.

આવો માણસ બેસો બેસણેરે.
કહો તમારી વાડીયોનું મુલ, માલણ રાણી એમ ભણેરે
લાખ બે લાખે મારો મોગરોરે
અધ ભાગે ચાંપલીઆનો છોડ માલણ રાણી૦
લાખ ખરચીને લોને લાલજીરે
લાડકડારે કુંજ્યાજીને કાજ. માલણ રાણી૦

## ગીત ૧૪ મું.

કોરે લીલુડા વાંસ વઢાવો તેની રતન ટોપલીઓ મઢાવો
ટોપલી મોતીલાલના હાથમાં આપો
મોતીલાલ ધાંચો થઇ ઘેર આવે
મારી ગંગાબ્હેનને ન ભાવે
સ્વામી ક્યાં લાગી આવડી વાર
મોરી તારે મઇયર ગરમણુ માંડયાં
પાછલી રાતનાં દળણાં દળાવ્યાં
પરોઢીયામાં પાણી ભરાવ્યાં
વહાણે વાએ વાસીદાં વળાવ્યાં
બારે બપોરે બણુગાં ફુંકાવ્યાં

—❦—

## ગીત ૧૫ મું

ઉગતા સુરજની રજ ખરીરે
એનીયે રજે રે કાંઇ શ્રીકૃષ્ણ ઘડીયારે
અતી ગોરારે અતી ફુટડારે
હું તો તમને પુછું મારાં દેવકીજી વણજારારે
તમે કેમ શ્રીકૃષ્ણ જોઇયારે
ઘડીએ બે ઘડીએ ઘડીયાલડા વાગેરે
પ્હોરે બે પ્હોરે જશ આરતીરે
આરતડીરે કરો દેવકીજીની કુખરે
જેની કુખે શ્રીકૃષ્ણ જાઇયારે

ઓરડીએ ફુભા ને પરસાળે અજવાળાંરે
કુળને અજવાળ્યાંરે વાસુદેવ તણુંરે ૫
ઉગતા સુરજની રજ ખરીરે
એની રજે કંઇ મુજીયાજી ધડીયારે ૬
અતી ગોરારે અતી ફુટડારે
હું તો તમને પુછું મારાં રૂક્ષમણી વહુજરાં
તમે કેમ મુજીયાજી ઘડયારે ૭
ધડીએ બે ધડીએ ધડીયાળાં વાગેરે
પહોરે બે પહોરેરે જસ આરતીરે ૮
આરતડીરે કરો રૂક્ષમણીની કુખેરે
જેની કુખે મુજીયાજી ઝાઇયારે ૯
ઓરડીએરે ઉભાને પરસાળે અજવાળાંરે
કુળને અજવાળ્યાંરે વાસુદેવતણાં ૧૦



ઊંચી ઊંચી મેડી મારાં ઘરરે વીરાતા નો પાડોશ
નણુદી વસેરે ૧
વીરાની મેડીએ રૂડા કાચ ઢળાવું
તો ત્યારે ઢળ્યોરે અમર ઢોલીયોરે ૨
ત્યાં ચડી પઢોડે મારો માડીનો જાયો
તો વાએ ઢાળેરે ભાભી ફુટડીરે ૩
તો વાએ ઢળંતા ભાભી મોકડીએ ગોઠવાં
તે નણદીને પાડોશી ન રાખીએરે ૪
દીકું અગુડીકું નણુદી સરરરર મ.ગે
તો નીત્ય ઉઠીને કયાંથી આપીએરે ૫

ઘરની ધણીઆણી તમે એવું શું બોલો
તો બ્હેન વિના વીરાહ કોણ મહાલશેરે ૫
સાત સોપારી મારી પાદશાહને આપું
તો તે મારે અહીંયાં મહાલશેરે ૬
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો
તો બહેન વીના ગણેશ કોણ પુજશેરે ૭
ચોખાને લાડુ મારી ગોરાણીને આપું
તો તે મારે ગણેશ પુજશેરે ૮
ઘરની વહુઆરૂ તમે પાણીડાં લાઓ
તો જમવાને બેસે મારા બેનડીરે ૯
ઘરની વહુઆરૂ તમે પાણીડા લાઓ
તો બારીએને બેસે મારા બેનડીરે ૧૦
ઘરની વહુઆરૂ તમે હેરાને ફેરા
તો પકવાનને ઓરડે મારી બેનડીરે ૧૧
બાસકું ખંખેરૂ ગોરી ધણીએક આવે
તે રૂપઇયા ઉછાળે બેની ના મળેરે ૧૨
માતાના જાયા તુને દેઉરે આશીષ
તો સાતેને દીકરે હીંડજો મલપતારે ૧૩
વહેવણની જાઇ તુને દેઉ આશીષ
તો સાતેને શોકે આંસુ ઢાળજેરે ૧૪



## ગણેશનું ગીત.

ગણેશ પાટ બેસાડીએ ભલાં નીપજે પકવાન
સગાં સંબંધી તેડીએ જો પુજ્યા હોય મોરાર
જેને તે આંગણે પીંપળો તેનો તે ધન અવતાર
સાંજે સવારે પુજીએ જો પુજ્યા હોય મોરાર
જેને પેટ ચાર દીકરા તેનો તે ધન અવતાર
ચારે વહુઓ પાએ પડે જો પુજ્યા હોય મોરાર
જેને પેટ ચાર દીકરા તેનો ધન્ય અવતાર
સાચિયાં સુંચ્યાં ધન વાવરે જો પુજ્યા હોય મોરાર
સાંકડીઆળી સારી જોડડી માંગી તે ઘરને બહાર
સાંજે સવારે શેડ કાઢીએ જો પુજ્યા હોય મોરાર
સાતોને ચુડો મારો રંગ ભર્યો કેરોને કપાળે હાથ
સરચોળે ઘેડ ભાગીએ જો પુજ્યા હોય મોરાર
કાઠા તે ઘઉંની રોટલી ગળગળીઓ કંસાર
ભેગાં બેસીને આરોગીએ જો પુજ્યા હોય મોરાર

---

## ગીત ૧૮ મું.

પીઠી પીઠી ચોળોરે પીતરાણીરે
પેહેલી પીઠી ચડશેરે મારા જીયા વરને
ઉતરતી ચડશેરે પેલી છોડીને
પાકાં તેલ ચડશેરે મારા જીયા વરને
કાચાં તેલ ચડશેરે પેલી છોડીને

પડતી કેરી ખાશેરે મારો જીયાવર,
ગોટલાને ચુસસેરે પેલી છોડીરે.

—◆—

## ગીત ૧૯ મું.

ઉકરડી તુતરતાં વનમાળીરે
જડીઓ છે સોનાનો ખુટો કે ગુજરમાળીરે;
તેની ઘડાવશું કોટડી વનમાળીરે,
સોવનગરેશ રમશું કાને કે ગુજરમાળીરે;
ઉકરડી તુતરતાં વનમાળીરે
જડીઓ છે સોનાનો ખુટો કે ગુજરમાળીરે;
તેનો ઘડાવેશ દીવડો વનમાળીરે,
સોવનગેશ જમશું હાથેરે ગુજરમાળીરે.

## ગીત ૨૦ મું.

ઉંડોને કુવો જળ ભર્યોરે ઈંટ રળ્યો શેવાળ;
આથમણી ડગમગેરે.
હું તમને પુછું રસીકડુરે, કેમરે કુલવંતમાંજ દુબળારે.
રાતે રમે રાણો સોગટેરે; દહાડે દેપાઈઓનો સાથ,
આથમણી ડગમગેરે.

## ગીત ૨૧ મું.

પંચ વાનાનો લાડવો વનમાળીરે.
પીરસ્યો છે છગનલાલને ભાણે કે ગુજરમાળીરે.
જમતાં મનસુખભાઇ સાંભર્યાં વનમાળીરે,
ધાલ્યો છે કાચળીમાંય કે ગુજરમાળીરે.

ભરી રભામાં પડી ગયો વનમાળીરે;
ગધેડી થઈ છે રૂજેત કે ગુજરમાળીરે.

## ગીત ૨૨ મું.

જીરે આજ મેં તો આકડા પર્વત નોતર્યારે
આકડા તમે તો મારે માપક વધવા જોગ
મારે સજન મેળાવો જો મળ્યોરે.
જીરે આજ મેં તો ચોગા પર્વત નોતર્યારે
ચોગા તમે તો મારે વડીઓ મુકવા જોગ.
મારે સજન મેળાવો જો મળ્યોરે
જીરે આજ મેં તો ઘઉંવા પર્વત નોતર્યારે
ઘઉં તમે તો મારે કંસાર કરવા જોગ
મારે સજન મેળાવો જો મળ્યોરે.
જીરે આજ મેં તો મગ પર્વત નોતર્યારે
મગ તમે તો મારે પીઠી કરવા જોગ.
મારે સજન મેળાવો જો મળ્યોરે

## ગીત ૨૩ મું.

સોનાનો થંભ હીરે જડયોરે,
થંભનું નામ ન જાણું વીવા ઘેર આપણેરે;
થંભનું નામ મોતીલાલ વીવા ઘેર આપણેરે
સોનાનો મજ હીરે જડયોરે;
ડે.શા.વ.ણી.યાનું નામ ન જાણું વીવા ઘેર આપણેરે.
ડોશી.વાણી.યાનું નામ ઝવેરભાઈ વીવા ઘેર આપણેરે
સાબી લેખણે લેખાં લખેરે,
લેખ.વ.ઈ.યાનું નામ ન જાણું વીવા ઘેર આપણેરે.

અશોવટીઆ હીમતભાઇ નામ વીવા ઘેર આપણેરે
સાંગામાંચીએ બેઠા પુન કરેરે.
પુન્યવંતાનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે
પુન્યવંતા નવલબાઇ નામ વીવાહ ઘેર આપણેરે
ઓરડામાં લક્ષ્મી વાસો રમેરે,
લક્ષ્મીનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે.
લક્ષ્મીનું નામ કાશીવહુ વીવાહ ઘેર આપણેરે
ખભેને કોથળી [illegible]
નાણાવટીયાનું [illegible] જાણું વીવાહ ઘેર આપણેરે
નાણાવટીયાનુ [illegible]લાલ વીવાહ ઘેર આપણેરે.
હાથમાં પાટીયો [illegible]
નીશાળીયાનું નામ ન જાણુ વીવાહ ઘેર આપણેરે.
નીશાળીયા ભીખાભાઇ નામ વીવાહ ઘેર આપણેરે.
લાંબી પરસાળ બાળક રમેરે.
બાળકનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે;
તાંબાના બેડે પાણી ભરેરે
પાણીઆરીનું પરસન વહુ નામ વીવાહ ઘેર આપણેરે

## ગીત ૨૪ મું.

પાયે પાવડીને કેસરીયા વાઘા,
કાને સોનાનો લોળીરે, કેઇ વરધ વધાવો.
એટલે રણછોડ રાય સીમાડે આવ્યા;
સીમાડે છત્ર ઢોળાવોરે, કોઇ વરધ વધાવો,

એટલે રણછોડરાય ભાગોળે આવ્યા
ભાગોળે ભેરી વગડાવોરે કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય જાનીવાસે આવ્યા;
કલવો સાળીને હાથેરે કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય ખડકીએ આવ્યા.
ખડકીનાં ખખડયાં છે કમાડરે કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય તોરણે આવ્યા,
પોંખણાં સાસુને હાથેરે કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય માંયરામાં આવ્યા.
મામાજી કન્યાને પધરાવોરે કોઇ વરઘ વધાવો.

## ગીત ૨૫ મું

ઓતારડો ઉતારોરે ગોરજી વહુ માગે છે [illegible] ગોરજી;
વહુનો બાપ ભત્રઇયો ગોરજી વહુ માગે છે દોકડા ગોરજી
વહુનો બાપ બોકડો ગોરજી, વહુ માગેછે બદામ ગોરજી,
વહુનો બાપ હજામ ગોરજી વહુ માગેછે આરસી ગોરજી.
વહુનો બાપ પારસી ગોરજી. ઇત્યાદી.

## ગીત ૨૬ મું

અહર્શાંતીરે ગા ગોરી રીસાઇ બેઠાં સસરો મનાવે નો મનાઉ.
ઓ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે
કહો તો વહુઆરૂ તમને ઘુઘરીઓ ઘડાવું તનમ ણિએ રત્ન જડાવું
ઓ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે

## ગીત ૨૭ મું.

લાડણો પાન ચાવેને રસ ઢોળે
લાડણો તો વળી વગી પાછુ જુરે
જાણે મારા બાપા સાથે આવે
જાણે મારા સસરાનો રંગ રાખે
લાડણો પાન ચાવેને રસ ઢોળે
લાડણો તો વળી વળી પાછું જુવે
જાણે મારી માડી સાથે આવે
જાણે મારી સાસુનો રંગ રાખે
લાડણો તો પાન ચાવેને રસ ઢોળે
લાડણો તો વળી વળી પાછુ જુવે
જાણે મારા વીરા સાથે આવે
જાણે મારા સાળાનો રંગ રાખે

---

## ગીત ૨૮ મું.

ઘોડી તારા મુખડે રતન જડયાંરે બાઇ
રતન જડયારે નંદલાલ સેરા અજબ બનીરે બાઇ
વર બાપા તે વર બાપા કાણુ સરાવ કેહેવાયરે બાઇ
જાન સુંઢાડી આગળ જાય શેરા અજબ બનીરે બાઇ
વરબાપા તે વરબાપા આતમરામ કહેવાયરે બાઇ
જાન સુંઢાડી આગળ જાય શેરા અજબ બનીરે બાઇ
ઘોડી તારે મુખડે રતન જડયારે બાઇ

રત્ન જડયાંરે શેરો અજબ બનીરે બાઇ
વરમાડી તે વરમાડી કેઇ બાઇ કેહેવાયરે બાઇ
જાન સુંઢાડી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ
વરમાડી તે વરમાડી ઇવકોર બાઇ કેહેવાયરે બાઇ
જાન સુંઢાડી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ

## ગીત ૨૯ મું.

લીલી ઘોડીને પીળો ચાબખો ઘોડી ઘણું ગાજે
લીલડાં જડીત્ર પલાણુ વ્હેવાણુ મારી છન્દે નાચે
છંદે શુંદાવ્યારે શુંદણાં ઘોડી પણુ ગાજે
હોઠે રંગાવ્યા કાળા દાંત વ્હેવાણુ મારી છંદે નાચે
ઘોડી ચડી જ્યાત્રર સંચર્યા ઘોડી ઘણું ગાજે
મોહી રહ્યા ચારે દેવ વ્હેવાણુ મારી છંદે નાચે
હવેને વિશ્વનાથરે મોહી રહ્યા ઘોડી ઘણું ગાજે
ગયામાં ગદાધર દેવ વ્હેવાણુ મારી છંદે નાચે
ચોથલે પોળેશ્વર દેવ વ્હેવાણુ મારી છંદે નાચે
ચારોએ મોહી શું કીધાં ઘોડી ઘણું ગાજે

## ગીત ૩૦ મું.

કુંવર હેલ દઇ ઘોડે ચડીયા તારા વેરીને ધાસકા પડીયા
કુંવર દહીંયના ગોરસ ખાટાં ત્હારા વેરીના હૈયડલાં ફાટયાં
કુંવર દહીનાં ગોરસ મીઠાં તારા વહાલાંએ અચરત દીઠાં
કુંવર ખુંચે છે અસરો ને મસરો જોવા આવ્યા તે સાસુસસરો ?

કુંવર ખુંપે તે જડીઆરે બાપ સાજનમાં સોહયે જીયા
વરના બાપ
કુંવર ખુંપે તે જડીઆરે હીરા સાજનમાં સોહયે જીયા
વરના વીરા
કુંવર ઘોડે છે ફુલની પાખર તારૂં સભા સોતુરે સાજન
કુંવર ઘોડે છે ફુલની વાડી કરવડી ઝાલે જીયાવરની માડી
કુંવર ઘોડા પાછળ કામધેન રથે બેસે જીયાવરની બ્હેન



## ગીત ૩૧ મું.

બનો ઉમહ્યો આવે છે
,, લંકાગઢ વાણું પુરાવે છે
,, બેનડીની ઝાલ ઘડાવે છે
,, ઉમહ્યો ઉમહ્યો આવે છે
,, સુરતગઢ વાણું પુરાવે છે
,, ત્યાં થકી સોની તેડાવે છે
,, બેનડીની ઝાલ ઘડાવે છે
,, ઉમહ્યો ઉમહ્યો આવે છે
,, ભરૂચગઢ વાણું પુરાવે છે
,, ત્યાં થકી જડીયા તેડાવે છે
,, બેનડીની ઝાલ જડાવે છે
,, ઉમહ્યો ઉમહ્યો આવે છે
,, અમદાવાદ વાણું પુરાવે છે
,, ત્યાં થકી પટવા તેડાવે છે
,, બેનડીની ઝાલ ગંઠાવે છે

બનો ઉમલ્યો ઉમલ્યો આવે.છે
એની નગરીમાં ધુમ મચાવે છે
બનો ઉંઘતા લોક જગાડે છે

—❖—

## ગીત ૩૨ મું.

હરિ બના મેરી ગલી મત આવો મોતીલાલ બના છજેકી
બેઠક છોડ દો
હરિ બનાછોડદોને દીલ ખોલ દો હરિ બના મેરી૰
,, બના લંકાધટ વહાણ પુરાવીએ
,, બના ત્યાં થકી સોના અણાવીએ
,, બના બનડીકી ઝાલ ઘડાવો મોતીલાલ બના છજે૰
,, બના હડમચપડ વહાણ પુરાવીએ
,, બના ત્યાં થકી હીરા અણાવીએ
,, બના બેનડીકી ઝાલ જડાવો મોતીલાલ બના છજે૰
,, બના સીંધડધટ વહાણ પુરાવીએ
,, બના ત્યાં થકી મોતી અણાવીએ
,, બના બનડીકી ઝાલ પરોવાઓ મોતીલાલ બના છજે૰

---

## ગીત ૩૩ મું.

હરિ બના કિન્ને બતાઇ તુને મેરી ગલીયાં
મેરી ગલીયારે ગુલાબી છડીયાં હરિ બના કિન્ને૰
હરિ બના ચીરા તો તેરા લાલ બનીયા
લાલ બનીયારે ગલાલ બનીયા હરિ બના કિન્ને૰ ૧

હારે બની નીમા તો લાલ બનીયા
હરિ બનીયારે ગુલાબ ફિને ૨
હરિ બના મોજો તો તેરા લાલ બનીયા
લાલ બનીયારે ગુલાબ બનીયા હારે બના ફિરને ૦ ૩

## ગીત ૩૪ મું.

એક લીલી તે લીલી લીલડી
એને લીલુડી જડીત્ર પલાણુ રે જગલીલડી
મારા સોય ઘોડાને બસેં હાથીઆ
મારા હાથી દેખીને વેવાઇ બી ગયો
મારી કેમ કરી રહેશે લાજરે જગલીલડી
મારા કીઆ ભાઇએ સાનમાં સમજાવીયા
મારા લલુભાઇએ સાનમાં સમજાવીયા
તમારી ભલેરી રાખીશું લાજરે જગલીલડી
એક લીલી તે લીલી લીલડી
એક લીલુડી જડીત્ર પલાણુરે જગલીલડી
મારા સોય ઘોડાને બસેં હાથીઆ
મારા ઘોડા દેખીને વેવાઇ બી ગયો
મારી કેમ કરી રહેશે લાજરે જગલીલડી
મારા કીયા ભાઇએ સાનમાં સમજાવીયા
મારે મણીભાઇએ સાનમાં સમજાવીયા
તમારી ભલેરી રાખીશું લાજરે જગલીલડી

## ગીત ૩૫ મું.

આ મારૂં વાજીંત્ર કરે ઝમકારા
જેમરે વાગેને સાજન મગેરે

વાગતું વાગતું પોળમાં પેઠું
તો ઘરરે વેવાઇનાં ક્યાંય છે રે
ઉંચલા આવાસને નીચલા દરવાજા
ત્યાં મોતી જડ્યા તોરણ બારણેરે
ચોકમાં ચંપો પરસાળે નાગરવેલ
તો ગોરીએ દીવા અજવાળીયારે
સાત દીકરડા તું જણ્ય મોરી ગોરી
તો જેમ દ્રવ્ય ખરચુંને રથ ચડેરે
એક દીકરડી તું જણ્ય મારી ગોરી
તો સાજન જમાડુ ઘર આંગણેરે
બાપે માહ્યરામાં આપીરે બેટી
તો માડીએ આપી જોટડીરે
રાસ રચુ બેનને સાસરે આપો
તો ભેંસ દેવા તાગડીરે
ચીરના ચંદરવા જાદરના ઝાલેયા
તો મચ્છી બંદરના ચોરસારે
બુરાનપુરી મોરી વીજાપુરી ઝાઝી
તો નવારે નગરના વાડકારે
ત્રાંબાના તકીયા પીતળના અખણીયા
તો નવારે સુખડના પાટલારે
એટલું લેઇ બેન સાસરે જાજો
તો લાજ વધારજો આપણીરે



# ભાગ ૧૧ મો.

## ગીત ૩૬ મું.

મારા નવલા વેવાઈ તને વીનવું તારી સાંકડી શેરી વળાવને;
મારા મોટાનું સાજન આવશે તારા ઉકરડા દેખીને લાજશે
તારાં છઇયાં છોકરાંને મારશે, તારાં ધખડાં બુઢાંને હાકશે,
તને નફટને નહી લાજરે, તને નીર્લજને શું કહીએરે.

## ગીત ૩૭ મું.

કુંવર હેલો દઇ ઘોડે ચડીયા એમના વેરીને ધ્રાસકા પડીયા,
દહી દુધનાં ઓરસ ખાટાં, એમના વેરીનાં હઇયાંરે ફાટયાં
દહી દુધનાં ઓરસ ભરીયાં, એમના વાલાનાં હઇયાંરે ઠરીયાં.

## ગીત ૩૮ મું.

વર તો બહુરે હોંશીલો વર તો બહુરે ખાંતીલો
એની મરઘાનયણી જુરે વાટરે નગારાં વાગે ધીમે ધીમેરે.
વર તો સોનીડાની શેરી વચ્ચે સંચર્યોરે
વરને ફીતરીઓ વસાવતાં લાગી વારરે નગારાં૦
વર તો માળીડાની શેરી વચ્ચે સંચર્યોરે
વરને ખુપ વસાવતાં લાગી વારરે. નગારાં૦
વર તો ગાંધીડાની શેરી વચ્ચે સંચર્યોરે
વરને શ્રીફળ વસાવતાં લાગી વારરે નગારાં૦
વર તો ડોસીડાની શેરી વચ્ચે સંચર્યોરે
વરને સીરખંદ વસાવતાં લાગી વારરે નગારાં૦
વર તો તંબોળીડાની શેરી વચ્ચે સંચર્યોરે.
વરને પાન વસાવતાં લાગી વારરે નગારાં૦ ઇત્યાદી.

## ગીત ૩૯ મું.

તું તો જમ જમરે જમઇડા કલવો તારી માડી પીરસસે કલવો,
તારી સાસુએ પીરસ્યો કલવો, તારી સાસુ તે હઇયાની ભોળી,
તને ધીમા રાખશે ભોળી તારી માડી તે હઇયાની કપટી,
તને મીઠું નહી મળે ચપટી તારી માડે આવડો શો મચકો:
તને ગોળ ન આપે કદી લચકો.

## ગીત ૪૦ મું.

મારી ઉંપણુ વેવણુ જમેરે તારા ઘર પછવાડે થઇ રહ્યાછે સોરડો
મારા પગ સુજીને થયા થાંભલા પેલી વેવણુને લઇ ગયા જમલા
મારા પગ સુજીને થયા આરસી પેલી વેવણુને લઇ ગયા પારસી.

## ગીત ૪૧ મું.

શેરી શેરી ઘુઘરડા વાગે છે.
કોઈ ઉમરાવ જાદો આવે છે.
કોઇ જાણુ કરો પીછાણુ કરો
પેલા નવલા વહેવાઇને જાણુ કરો.
પેલા કોડીલા વહેવાઇને જાણુ કરો.
તારી શેરી છે સુંગાળારે,
તારી ઘર ધણીઆણી કાળારે.
મારી જાનમાં આવ્યા મોટારે.
વહેવણુ જળ ભરી લાવો લોટારે;
વહેવણુ લેજેરે કંકાવટી,
તારે બારણે બાંધ્યો નાણાવટી;
વહેવાણુ લૈનેરે સોપારી.

તારે બારણે આવ્યો વેપારી,
વહેવણ લેજેરે સુપડલું;
તારા ચુલા પછાડી ગારોરે;
તારે દીકરી જણ્યાનો વારોરે;
તારા ચુલા પાછળ ઈંટરે.
તારે દીકરી જણ્યાની રીતરે,
તું તો દીકરી જણી જણી થાકીરે.
આંબા કેરીની પેઠે પાકીરે.

## ગીત ૪૨ મું.

હળવે હળવે પોંખેરે મોટા ટોપારે,
બાળા વરને વાગશે સાઠી ચોખારે.
રવઈયે ના પોંકશો વહેવાણ
રવઈયો તારે વલોવા જોઈશું
સાંબેલે ના પોંકશો વહેવાણ.
સાંબેલું તારે ખાંડવા જોઈશું
તરાકે ના પોંકશો વહેવાણ.
તરાક તારે કાંતવા જોઈશું,
સળીએ ના પોંકશો વહેવાણ.
સળીઓ તારા બાપના પળીયા;
સંપુટે ના પોંકશો વહેવાણ.
સંપુટ તારે દીવો કરવા જોઈશું.
ધુંસરૂં તારે ગાડે જોઈશું.



# ભાગ ૧૨ મો.

## ગીત ૪૩ મું.

લીંપ્યા ગુપ્યા ઓરડા સાપોલીયું જાય,
ફુલચંદની પુડમાં સાપોલીયું જાય.
જાય મુંછો મરડતું સાપોલીયું જાય.
જાય ધડાકા લેતું સાપોલીયું જાય.
ઓ એના બાપા સાપોલીયું જાય.
દીઠુ હોય નો કહાડરે સાપોલીયું જાય.

## ગીત ૪૪ મું.

સુરતશહેર વસે એક સોનારે સોની ઘડજે લાકડાની પોચીરે;
એની પોચીએ ઝાઝા હીરારે.
બાજુબંધના સરખી પોચીરે.
મુંબઇ શહેર વસે એક જડીઓરે;
જડીયા જડજે લાકડાની પોચીરે,
એની પોંચીએ ઝાઝા આંબારે;
પોંચી લાવે લાકડાના મામારે.
બાજુબંધના સરખી પોચીરે,
ભરૂચ શહેર વસે એક પટવોરે.
પટવા ગાંઠ લાકડાની પોંચીરે;
એની પોચીએ ઝાઝી બાપરે,
પોચી લાવે લાકડાના બાપરે,

બાજુબંધના સરખી પોંચીરે,
અમદાવાદ વસે એક ઝવેરીરે;
ઝવેરી પારખ લાડકડાની પોંચીરે,
એની પોંચીએ ઝાઝાં માતીરે.
પોંચી લાવે લાડકડાની માશીરે
બાજુબંધના સરખી પોંચીરે,
ત્યાં તો નવરંગ માંડવા રચીઆરે,
ત્યાં તો નટવર ચડીયા ઘોડેરે;
વરકન્યા પરણીને ઉઠયા.રે.

## ગીત ૪૫ મું.

અમારૂં છરૂં તમારી વલીયારી.
એ બેને પરણાવો વહેવઈઓ સંપજ રાખો.
એ બેને બોલે બનશે વહેવઈઓ સંપજ રાખો.
અમારા હીમતભાઈ તમારી પરસનવહુ એ બેને પરણાવો.
વહેવઈઓ સંપજ રાખો એ બેને બોલે બનશેમ વહેવઈઓ
સંપજ રાખો. એ બેને જુગતે જોડું વહેવઈઓ સંપજ રાખો.

## ગીત ૪૬ મું.

વર કન્યા કંસાર જમે વહેવણની તો દાઢ ગળે.
લાડાને કંસાર ન ભાવેરે લાડી તો ડુચે ડુચે ખાયરે
આડો તો સકાળમાંથી આવ્યોરે લાડી તો દુકાળમાંથી આવીરે.

## ગીત ૪૭ મું.

વર કન્યા કંસાર જમે જાનઇયાની દાઢ ગળે,
અણીઓ કંસાર આપે તો ખાઇએરે;
નકી તો આશા મુકી ઘેર જઇએરે.

## ગીત ૪૮ મું.

ઓક ઝારા ઉપર ઝારીરે એતો કન્યા થઇ અમારીરે.
એતો અમારાં કર્યા કરશેરે એની માને મોઢે મુતરશેરે.

## ગીત ૪૯ મું.

સામા ઓરડામાં અધમણ જીરૂ,
જીઆવર પરણે હું તો ઘડીએ ના ધીરૂં;
તળાયા ઘીનાં ઘેબર મને મીઠેરાં લાગે,
સામા ઓરડીઆમાં અધમણ અડદી;
જીઆવર પરણે હું તો જોઇને ઠરતી.
તળીઆં ઘીમાનાં ઘેબર મીઠેરા લાગે.
સામા ઓરડીઆમાં અધમણ મીઠું,
જીઆવર પરણે મેં તો અચરજ દીઠું
તળીઆં ઘીમાનાં ઘેબર મુજને મીઠેરા લાગે.

## ગીત ૫૦ મું.

લાડી આપી પાડી આપી જાનઇયાની માડી આપી.
તોય લડથા માંડવા હેઠરે
અમે ઇડરીયો ગઢ જીત્યારે આનંદ ભર્યા
લોક કહે મોતીભાઇ જુડારે આ૦
એતો દીકરો પરણાવીને ઉઠયારે આ૦
લોકઃ કહેતા ફુલચંદભાઇ સાચારે આ૦
એતો દીકરી પરણાવીને નાચ્યારે આ૦

## ગીત ૫૧ મું.

અમે આવ્યાતાં રંગભેર રમવારે
અમે આવ્યાતાં પરસન વહુને લેવારે.

અમે આવ્યાતાં પરસન વહુને જોવારે
એના જોયામાં શું જોશોરે.

### ગીત પર મું.

ત્રાંબા કુંડી તે નગર સોહામણી,
માંહી ભરીયારે ગવરીનાં ઘીઅ, સાહેલીરે અંમો મોરીઓ,
મારા કીયા ભાઈનાં વાજીંત્ર વાગીયાં,
પેલા વેવઇનારે પડયાં નીશાન, સાહેલીરે આંમો મોરીઓ.
ત્રાંબા કુંડી તે નગર સોહામણી, માંહી ભરીયારે ગવરીનાં ઘીઅ. સા૦
મારા કીયા ભાઇની મેડીએ દીવા બળે.
મારા વડીલાલની મેડીએ દીવા બળે.
પેલા વહેવઇનારે ઘોર અંધારાં.
સાહેલીરે આંમો મોરીઓ.
તાંબાકુંડી તે નગર સોહામણી.
માંહી ભરીયારે ગવરીનાં ઘીઅ,
સાહેલીરે અમો મોરીઓ.
મારી કેઇ વહુને પેહેરણુ સાડી ભલી.
મારી રતીવહુને પેરણુ સાડી ભલી.
પેલી વહેવણુનેરે લઇ ગયા ચોર,
સાહેલીરે આંમો મોરીઓ. ઇત્યાદી.

### ગીત પ૩ મું.

એના માંડવે નથી કોઇ વાંસ વળી, એના ઘરમાં નથી કોઇ ધારધણી.
એના ઘરમાં કુલચંદ મડવો માલે પેલા ત્રખના બીચારાનું કોઇ ન આવે.
એના આરવા તાણ્યાને શુંરે ગઇએ; એના માગ્યા તાણ્યાને શુંરે ગઇએ.
પુંજાભાઇના પરવારાને શુંરે ગઇએ.

## ગીત ૫૪ મું.

ઉઠો વેવઇઓ ભીંત પડે,
ભીંત પડે તો પડવા દે હાંડુ ડેઝર ભરવાદે;
આગળ ફુલચંદ પરણ્યાતા કાલું ડેજર ભર્યું તું
હવે પાનાભાઇ પરણે છે કાલું ડોઝર ભરેછે

## ગીત ૫૫ મું.

એના ઘર પછવાડે ઈંટ પડી, એને દીકરી જણ્યાની રીત પડી.
એના ઘર પછવાડે બાવળીઓ એને દીકરી જણ્યાનો વાવળીઓ
એના બારણે ગોમતીનો ગારો, એને દીકરી આપ્યાનોછે વારો.

## ગીત ૫૬ મું.

જીરે સરસ્વત સ્વામીને નમવુંરે
જીરે ગણપત લાગુ પાય મારૂં તોરણીયું કીરે જડવું;
મારે છગનભાઇને ધીરજલાલની જોડ તારે.
પેલો વહેવાઇને બીલાડાની જોડ મારૂં.
મારી રતીવહુને જીવકોર વહુની જોડવારે,
પેલી વહેવાણને ભુંડણની જોડ. મારૂં૦

## ગીત ૫૭ મું.

પેલો વહેવાઇ બાળ કુંવારોરે, મારૂજી દયારામનો કેવડો.
એને કુતરી સાથે પરણાવોરે, મારૂજી૦
એ કેમ કરી બોલડાં બોલેરે, મારૂજી૦
કુતરી ભસશે વહેવાઇ બોલશે, એમ કરી બોલડા બોલશે.

 મસાસ. 